॥ ॐ ॥

# પંથ-પ્રકાશક....

કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિના આદ્યસુધારક
અને
આજીવન સમાજ સેવક
સ્વ. નારાયણજી રામજીભાઇ લીંબાણીનું

## જીવન અને કાર્ય

સાભાર........
'પીરાણા–સતપંથની પોલ'
અને
'કર્તવ્યપંથે' ના પુસ્તકોના આધારે

સંકલન અને સંપાદન :
અબજી વિશ્રામભાઈ પટેલ
વિરાણી મોટી, (કચ્છ).

॥ ૐ ॥

# પંથ-પ્રકાશક....

કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિના આદ્યસુધારક
અને
આજીવન સમાજ સેવક
સ્વ. નારાયણજી રામજીભાઈ લીંબાણીનું

## જીવન અને કાર્ય

સાભાર........
'પીરાણા-સતપંથની પોલ'
અને
'કર્તવ્યપંથે' ના પુસ્તકોના આધારે

સંકલન અને સંપાદન :
અબજી વિશ્રામભાઈ પટેલ
વિરાણી મોટી, (કચ્છ).



# પંથ-પ્રકાશક....

કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિના આદ્યસુધારક અને
આજીવન સમાજ સેવક

## સ્વ. નારાયણજી રામજીભાઈ લીંબાણીનું
જીવન અને કાર્ય

'પીરાણા-સતપંથની પોલ'
અને
'કર્તવ્યપંથે' ના પુસ્તકોના આધારે

સંકલન અને સંપાદન :
**અબજી વિશ્રામભાઈ પટેલ**
વિરાણી મોટી, (કચ્છ).

પ્રકાશક :

શ્રી અબજી વિશ્રામભાઈ પટેલ

વિરાણી મોટી, | લાલ ટેકરી,
તા. નખત્રાણા-કચ્છ. | ભુજ – કચ્છ.

સંવત ૨૦૪૦ વૈશાખ પૂર્ણિમા
તા. ૧૫-૫-૧૯૮૪

: કિંમત :
અમૂલ્ય

પ્રથમ આવૃત્તિ : ૧૦૦૦ પ્રત



મુદ્રક :

પ્રભાત પ્રિન્ટીંગ પ્રેસ
જાનવાણી મેન્શન,
ન્યુ સ્ટેશન રોડ,
ભુજ-કચ્છ.

# અમો આભારી છીએ...

* આ પુનિત પ્રસંગમાં હાજરી આપી પ્રસંગને દિપાવનાર સર્વે જ્ઞાતિ ભાઇ બહેનોના....

* અમારા નિમંત્રણને સહર્ષ સ્વીકારી સ્વ. નારાણભાઇની પ્રતિમાનું અનાવરણ કરનાર પ. પૂ. સંત શ્રી વાલદાસજી મહારાજના....

* અમારા નિમંત્રણને સહર્ષ સ્વીકારી અતિથિ વિશેષ તરીકે હાજરી આપી અમોને પ્રોત્સાહિત કરનાર....

મુરબ્બીશ્રી ખીમજીભાઇ નાગજી પટેલ (પ્રમુખ ક. ક. પા. સ.)
,, પ્રેમજીભાઈ પુંજાભાઇ પટેલ (મહામંત્રી ,, ) ના

* આ પ્રસંગે હાજર રહેનાર સર્વે જ્ઞાતિજનોના ભોજનનો ખર્ચ આપનાર મુરબ્બીશ્રી ડાહ્યાભાઈ પચાણભાઈ માનાણીના

* સ્વ. નારાયણજીભાઇની પ્રતિમા તૈયાર કરાવી ભેટ આપનાર [illegible]. જીવરાજ વાલજી લીંબાણીના કુટુંબીજનોના....

* આ પ્રસંગની તૈયારીમાં સહકાર આપનાર નામી અનામી સર્વે કાર્યકર્તા તેમજ શુભેચ્છક ભાઇ બહેનોના....

* આ પ્રસંગને અનુલક્ષીને આર્થિક સહયોગ આપનાર સર્વે ભાઈ બહેનોના....

ભવદિય

**શ્રી વિરાણી (મોટી) કડવા પાટીદાર સમાજ**
**શ્રી વિરાણી (મોટી) પાટીદાર યુવક મંડળ**

# ....નિ વે દ ન....

વર્ષો પહેલાં સનાતન હિન્દુ ધર્મની વિશાળતાનો લાભ લઇને પર ધર્મીઓએ હિન્દુ ધર્મને નામે જ પોતાના ધર્મને હિન્દુ ધર્મમાં ઘુસાડી દીધો. સનાતન ધર્મના આગેવાનોની બેદરકારીનો લાભ લઇ ધીમે ધીમે આગળ વધારતા ગયા. સમય જતાં સેંકડો અશિક્ષીત કુટુંબો તેમાં ફસાઇ પડયા. જો નારાયણજીભાઈએ તેમની આ પ્રપંચ લીલા સામે પોકાર ન ઉઠાવ્યો હોત તો એ પંથ આજે કેટલી પ્રગતિ સાધી શકયો હોત, એ કહેવું જરાય મુશ્કેલ નથી. સ્વ. નારાયણજીભાઇએ તન, મન અને ધનથી એ પંથના પ્રચાર સામે પ્રવૃતિ શરૂ કરી દીધી, અને સેંકડો કુટુંબોને શુદ્ધ કરાવી સ્વજ્ઞાતિના ઉદ્ધાર સાથે સનાતન ધર્મની પવિત્રતા, મહતા અને કિર્તીની રક્ષા કરવાનું પૂણ્ય પ્રાપ્ત કર્યું. એ જોતાં આપણી જ્ઞાતિ જેટલી જ સમસ્ત હિન્દુ જનતા પણ એમની ઋણી છે. એમ કહેવામાં જરાયે અતિશયોકતી નથી.

સ્વ. નારાયણજીભાઇના જીવન અને કાર્ય પ્રત્યેનું ઋણ અદા કરવા અને તેમનું તથા તેમના કાર્યનું સ્મરણ સદાકાળ રહે તે હેતુસર સદ્‌ગતની જન્મ ભૂમિ વિરાણી (મોટી) માં સમસ્ત જ્ઞાતિ સમુદાય એકત્ર થઇ તેમની જન્મ-જયંતિ નિમીતે સવંત ૨૦૪૦ ના વૈશાખ શુદ ૧૫ ને મંગળવાર તા. ૧૫-૫-૮૪ ના રોજ તેમની પ્રતિમાની અનાવરણ વિધીનો ભવ્ય કાર્યક્રમ યોજી તેમના જીવન અને કાર્યની ઝાંખી કરાવતી પુસ્તિકા પ્રગટ કરાવી તેમના પ્રત્યે ઋણ અદા કરવાનો પ્રયાસ માત્ર કરેલ છે.

આ પુસ્તકમાં પ્રસંગો કે શબ્દપ્રયોગો ''પીરાણા સતપંથની પોલ'' તેમજ 'કર્તવ્ય પંથે' નામના પુસ્તકમાંથી

સંકલન કરી લેવામાં આવેલ છે. સદ્‌ગતે આપણી જ્ઞાતિ માટે આદરેલા ભગીરથ પ્રયાસોનું યોગ્ય મૂલ્યાંકન થાય અને તેમના કાર્યની ઓજસ સારી રીતે રજુઆત પામે તે દૃષ્ટિ સમક્ષ રાખી આ પુસ્તકમાં વિવિધ મર્મભેદી (અત્યારે અજૂગતા લાગતા કડવા) શબ્દો પણ લેવામાં આવેલ છે.

આપણી જ્ઞાતિનો વિસ્તૃત અભ્યાસ કરતાં જણાય છે કે આજે પીરાણા સતપંથમાં માનનારાં ખૂબજ ઓછા પ્રમાણમાં રહ્યા છે જેનો યશ સદ્‌ગતને જાય છે.

પીરાણા સતપંથને આજે પણ માનનારા આપણા જ્ઞાતિજનો પૂર્વગ્રહ છોડી, સદ્‌ગતની જ્ઞાતિજનોને સાચો પંથ પ્રકાશવાની નિઃસ્વાર્થ લાગણીઓ અને તે માટે તન, મન, અને ધનથી કરેલાં કાર્યો, સમજવા પ્રયત્ન કરશે તો મને શ્રદ્ધા છે કે, સદ્‌ગતનાં આદરેલ કાર્ય ટુંક સમયમાં પરીપૂર્ણ થશે તેમાં જરાય શંશય નથી.

આ પુસ્તકમાં પ્રિન્ટીંગમાં રહી જવા પામેલ ત્રુટિઓ નજર અંદાજ કરી સદ્‌ગતના જીવન અને કાર્યને યોગ્ય રીતે મૂલવવાની મારી સર્વ જ્ઞાતિજનોને નમ્ર વિનંતી છે.

વિરાણી પાટીદાર સમાજના અગ્રેસરો તેમજ વિરાણી પાટીદાર યુવક મંડળના મારા સહકાર્યકરોએ, જ્ઞાતિજનોના આર્થીક સહયોગથી, મને સદ્‌ગતના જીવન અને કાર્યનું સંકલન કરી પુસ્તક રૂપે પ્રકાશીત કરવા જણાવેલ તે બદલ તેમનો હું ઋણી છું.

આ પુસ્તકનું સુંદર તેમજ અતિ ઝડપે પ્રિન્ટીંગ કામ કરી આપનાર પ્રભાત પ્રિન્ટીંગ પ્રેસના માલિક તેમજ કર્મચારી ગણનો સાથ સહકાર કેમે કરીને વિસરી શકાય તેમ નથી.

આ પુસ્તકનું સમયસર પ્રુફ રીડીંગ તેમજ અન્ય સહકાર આપનાર અનુપમ ગ્રુપના માલિકો તેમજ કર્મચારી ગણનો આભારી છું. — પ્રકાશક

# પ્રસ્તાવના

જ્યારે જ્યારે દુનિયામાં કોઇ પણ દેશ, ગામ, જ્ઞાતિ કે સમાજમાં અધર્મનું જોર વધી જાય છે, ત્યારે ત્યારે એ ફેલાયેલા અધર્મને નાશ કરવા અને સત્ય ધર્મની સ્થાપના કરવા પરમકૃપાળુ પરમાત્મા એકાદ પુણ્યશાળી આત્માને પૃથ્વી પર મોકલે છે. સ્વ. નારાયણજીભાઇનું જીવન ને કાર્ય એવું જ કહી શકાય.

શ્રી કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિના આ મહાન સુધારકનું જીવન એટલે સ્વજ્ઞાતિના જુલ્મી, સ્વાર્થી અને ટુંકી દ્રષ્ટિવાળા આગેવાનોના જુલમ અને કલેશ સામેનું આક્રમણ; એમ કહેવામાં અતિશયોક્તિ નથી. ગુજરાત, કાઠીયાવાડ અને કચ્છની કડવા પાટીદાર જ્ઞાતિમાં ધાર્મિક ક્રાન્તિકારી તરીકેની અમર નામના મૂકી જનાર આ નરવીર અને ધર્મપ્રેમી જ્ઞાતિ સેવકે લગભગ ચારસો વરસથી જડઘાલી બેઠેલા અધર્મયુક્ત પીરાણા સતપંથ ધર્મના સાક્ષાત ધતીંગને જ્ઞાતિમાંથી ઉખેડી નાખવા માટે પોતાના જીવનનું બલિદાન આપ્યું છે, એમ એમનું આખું જીવન જાણ્યા પછી સૌ કોઇ કબુલ કરશે, એમાં કંઇ શંકા નથી.

પીરાણા સતપંથ ધર્મના નામે કપોલકલ્પિત મુસલમાની ધર્મમાં વટલેલા હજારો જ્ઞાતિભાઇઓને પ્રાયશ્ચિત આપી સંસ્કારયુક્ત કરી, પવિત્ર સનાતન ધર્મને રસ્તે લઇ જતાં, જ્ઞાતિના સ્વાર્થી, આપખુદ પીરાણાપંથી આગેવાન પટેલો તથા મુખીઓના અસહ્ય જુલ્મો સહન કરીને માત્ર પાટીદાર

કોમના જ નહિં પણ આખા હિન્દુ સમાજ અને હિન્દુ સનાતન ધર્મના રક્ષણ ખાતર પોતાના આજીવનનો ભોગ આપ્યો છે. આવા ધર્મવીર, હિમ્મતવાન, સત્યનિષ્ટ અને શુદ્ધ ચારિત્રશિલ નરવીરનું જીવન, જ્ઞાતિજનો સર્વને પ્રેરણારૂપ તેમજ આદર્શ દ્રષ્ટાંત રૂપ છે.

## જન્મ અને બાલ્યકાળ

કચ્છની કડવા પાટીદાર જ્ઞાતિમાં જ્યારે પીરાણા સતપંથ નામના અવૈદિક પથનો સુર્ય મધ્યાને પ્રકાશી રહ્યો હતો ત્યારે કચ્છના નખત્રાણા તાલુકાના વિરાણી ગામમાં મુરબ્બી શ્રી રામજીભાઇ ભોજાભાઇ લીંબાણીને ત્યાં વિક્રમ સંવત ૧૯૩૯ ના વૈશાખ સુદ ૧૫ ને મંગળવાર તા. ૨૨-૫-૧૮૮૩ના રોજ નારાયણજીભાઇનો જન્મ થયો એમના પિતાશ્રી રામજીભાઇ એ વખતના પ્રસિદ્ધ શીલ્પીઓમાંના એક હતા તેઓએ કચ્છ રાજ્યના ઇજનેરી ખાતામાં લાંબા સમય સુધી સન્માનપૂર્વક નોકરી કરેલ. તેઓ તેમજ તેમના ધર્મ-પત્ની રાજબાઇ મધ્યસ્થ શાંત સુધારક વિચારના તેમજ વેદ ધર્મના પ્રબળ હિમાયતિ હતાં. આમ અંગત રીતે વૈદિક ધર્મના ઉપાસક હોવા છતાંય તે વખતે પીરાણા સતપંથના ઠેકેદારોની પ્રબળ લાગવગ અને એકહથ્થુ સામાજીક સત્તાના જોરે તેમની સામે થવાની હિમ્મત કરી શકયા નહોતા. સ્વ. નારાણજીભાઇના પિતાની આ આંતરિક વૃતિના ઉચ્ચ સંસ્કારોનો વારસો તેમને મળ્યો. બાળપણથી જ તેઓની બુદ્ધિ તિવ્ર

હતી. ભણવામાં ઘણા જ હોંશીયાર હતા. તેમણે તેર વર્ષની ઉમરે વિરાણી શાળામાં ઉપલબ્ધ ગુજરાતી પાંચે ધોરણનો અભ્યાસ પરિપૂર્ણ કર્યો. ત્યાર પછી તેમના પૂજ્ય પિતાશ્રીની જાતી દેખરેખ નીચે શીલ્પકળા શીખવાની શરૂઆત કરી. થોડા દિવસો બાદ તેમને મુંબઈ જવાની ઉત્કંઠા થઇ, તે વાત તેમના વડીલને કરતાં એમના સાહસિક પિતાએ મુંબઈ જવા સંમતી આપી.

## પરદેશગમન

સ્વ. નારાણજીભાઈ પોતાનું નસીબ અજમાવવા મુંબઈ શહેરમાં આવ્યા, તેમણે ઠામઠામ ફરી મુંબઈની શિલ્પકલાના આદર્શોનું ત્રણેક માસ બારીકીથી અવલોકન કર્યું આવા અલબેલા શહેરમાં કોઈની ઓળખ, લાગવગ કે પ્રોત્સાહનના અભાવે સ્વતંત્ર ધંધો કરવાની ઇચ્છાઓ દાબી દઇને એક બિલ્ડીંગ કોન્ટ્રાકટરને ત્યાં કડીયા કામ સ્વીકારીને શહેરી જીવનની શરૂઆત કરી. સમય જતાં તેમણે પોતાનો સ્વતંત્ર ધંધો શરૂ કર્યો, થોડાજ વખતમાં પોતાની કાર્યકુશળતા અને બુદ્ધિ બળથી મુંબઈ શહેરના સારા સારા નામાંકિત ઈન્જી-નીયરો, સરકારી અમલદારો, મ્યુનિસિપાલીટી વહીવટકર્તા અને શ્રીમંત શેઠીયાઓની સાથે ઘણી જ લાગવગ વધારી પોતાના ધંધાને ઘણો જ વિસ્તાર્યો. પણ ભાગ્યવિધાતાએ તેમના હાથે જ્ઞાતિ ઉદ્ધારનું મહાન કાર્ય કરાવવાનું નિર્માણ કર્યું હશે, તેથી સમય જતાં એ હજારો રૂપિયાની આવક જતી કરીને

તેમને ધાર્મિક ક્રાંતિના યજ્ઞમાં ઝંપલાવવાની જીજ્ઞાસા ઉત્પન્ન થઈ

કડવા પાટીદાર જેવી સૂર્યવંશી ક્ષત્રિય જ્ઞાતિનો અજ્ઞાનતાનો લીધે હિન્દુ સનાતન ધર્મ વિરોધી અર્ધદગ્ધ પીરાણા સતપંથ ધર્મના નામે ચાલતા અધર્મ યુક્ત ઇસ્લામી ધર્મમાં સાબડી રહેલી જોઇ પોતાના જ્ઞાતિ ભાઇઓને આ પાપ માર્ગમાંથી પાછા વાળી શુદ્ધ સનાતન ધર્મના રાહ પર લાવવાનો સવાલ નારાણજીભાઇને રાત દિવસ મૂંઝવી રહ્યો હતો, પોતાનો જ્ઞાતિ સમુદાય જે ધર્મમાં ફસાયો છે તે પીરાણા સતપંથ ધર્મ ઇસ્લામી છે અને મહાન વૈદિક સનાતન ધર્મનું અપમાન કરનારો છે, એવા વિચારોથી તેમનું હૃદય હંમેશા ખિન્ન રહ્યા કરતું હતું; તે સમયે એક કચ્છી ભાટીયા ગૃહસ્થનું મુંબઈમાં વડગાદી ઉપર મકાન બાંધવાનું કામ ચાલતું હતું ત્યાં પ્રસંગોપાત વાતચીત થતાં પીરાણા સતપંથ ધર્મની વાત નીકળી ત્યારે તેમના મિત્ર શ્રી ગોપાલભાઇએ હસવામાં જ ટકોર કરી કે "ઈ ડીસાજે'તા હિંદુ જેડા પણ ધરમમેં તાં ઇ વડા કાફર અંઇ, ન ઈં હિન્દુ ન ઇં મુસલમાન ઇનીજેસેં મરે તડેં દટજેં એનો પઇણે તડેં ધુવા પડેંતા" આ માર્મિક શબ્દોથી તેમનો અંતરાત્મા કકળી ઉઠયો. એટલે તરત જ મનોમન નિશ્ચય કર્યો કે હવે જેમ બને તેમ જલ્દી પ્રાયશ્ચિત કરીનો આ પાપી અર્ધદગ્ધ પીરાણા સતપંથની જાળથી મુક્ત થવું. એ દિવસાથી તેઓ સત્ય

શોધવા માટે માધવબાગ, આર્ય સમાજ મંદિર તેમજ હિરાબાગ જેવા મુંબઈના જાહેર સ્થળોમાં જ્યાં જ્યાં ધાર્મિક વ્યાખ્યાનો થતાં હોય ત્યાં તેઓ નિયમિત હાજરી આપવા લાગ્યા અને ધર્મચર્ચામાં ખૂબ જ રસથી ભાગ લેવા લાગ્યા. ક્રમે ક્રમે હૃદયમાં સનાતન સત્યનો ઉજ્જવળ પ્રકાશ પ્રગટ થયો. ધર્મશાસ્રનું મંથન કરી જેમ જેમ તેઓ સત્યને શોધવાને ઊંડા ઉતરતા ગયા તેમ તેમ એ પીરાણા સતપંથ તેમજ તેના કાંધિયા લાગતા વળગતા પ્રપંચીઓ ઉપર તેમને અંતઃકરણપૂર્વક તિરસ્કાર, ધૃણા અને દયા ઉત્પન્ન થવા લાગી અરેરે ! આપણા હિન્દુ ભાઈઓ તે કેવા કમનસીબ દરવરસે લાખો રૂપીયાનો ભોગ આપી હિન્દુ ધર્મનો ઉચ્છેદ કરનારા એ અર્ધદગ્ધ મલેચ્છ ધર્મમાં જાતે ભળે છે. ધન ખર્ચીને ધર્મ વેચે છે. પોતાની જાત પોતાને જ પૈસે ગુમાવે છે.

## પૂ. રામેશ્વર મહારાજનો મેળાપ :

એ અરસામાં દાણાબંદરમાં ગોપાલ મીસ્ત્રીના માળામાં રહેતા રાજકોટ નજીક ઢોલરા નિવાસી મહાનુભાવ જ્યોતિષી, ધર્મધુરંધર, શાસ્રવિશારદ, નિઃસ્વાર્થ, ઉપકારક, શ્રીયુત્ રામેશ્વર મોરારજીની સાથે એમનો મેળાપ થયો. તેમણે સનાતન ધર્મનો ઉપદેશ આપવા માંડયો. ધીમે ધીમે પરિચય વધતાં શ્રી રામેશ્વર મહારાજે નારાયણ ભાઇની સનાતન ધર્મ પ્રત્યેની લાગણી, ઉત્કંઠા જોઇ તેમને કોઇ ધર્માચાર્યની આજ્ઞા લઇ દેહશુદ્ધિ, પ્રાયશ્ચિત કરાવવા પછી ઉપવિત ધારણ કરાવવાની ખાત્રી આપી સંતોષ્યા.

## મહાત્માશ્રીની મુલાકાતે :

આમ કેટલાક સમય સુધી સ્વ. શ્રી નારાયણજીભાઈ આ ધર્મ ઉપદેશકના સમાગમમાં રહીને હૃદયમાં રહેલી ત્રુટીઓ સુધારી પૂર્ણધર્મ અધિકારી બન્યા, પછી બંને જણ સાંગાથે કાઠીયાવાડમાં શ્રી બિલખા નિવાસી બ્રહ્મનીષ્ટ મહાત્મા શ્રી નથુરામ શર્માની પાસે ગયા અને તેમને સર્વ હકીકતથી વાકેફ કર્યા. હકીકત જાણ્યા બાદ મહાત્માશ્રીએ ધાર્મિક ગ્રંથો જેવા કે મનુ, યાજ્ઞવાલક્ય, પારાશરાદી સ્મૃતિઓ અને ધર્મ-સિંધુ વિગેરે ગ્રંથોનું અવલોકન કરીને; "તમો ઉપવિત ધારણ કરવાને અધિકારી છો." તેવું જણાવ્યું અને કહ્યું કે કોઈ પવિત્ર યાત્રાના સ્થળે જઈ પહેલાં દેહશુદ્ધિ, પ્રાયશ્ચિત કરાવ્યા પછી યજ્ઞોપવિત ધારણ કરવામાં કોઈ જાતનો બાધ આવશે નહિ એવો મહાત્માશ્રીજીનો અભિપ્રાય જાણીને નારાયણજીભાઈને મનમાં ઘણો જ આનંદ થયો. પરંતુ એકલે હાથે આવું મોટું સાહસ ખેડવા કરતાં પાંચ સાત ભાઈઓ સાથે મળીને શરૂઆત કરવાની સલાહ મહાત્માશ્રીએ આપી મહાત્માશ્રીનો આ પ્રમાણે-નો ઉપદેશ સાંભળી એ પ્રમાણે યત્ન કરવાના નિશ્ચય સહિત નારાયણજીભાઇ અને રામેશ્વર મહારાજ મુંબઇ પાછા આવ્યા.

## પીરાણા સતપંથની જ્ઞાતિ ઉપર પકડ :

પાછા મુંબઇ આવ્યા પછી તેમણે તુરત જ સંકલ્પને સિદ્ધ કરવાની ચળવળ આરંભી તેમના પરિચિત સ્નેહીવર્ગ અને જ્ઞાતિના યુવકવર્ગ સમક્ષ તેઓ તેમના વિચારો સ્પષ્ટ રીતે

વ્યક્ત કરવા લાગ્યા અને જ્યાં જ્યાં પ્રસંગ મળે ત્યાં વૈદ ધર્મોનો મહિમા સમજાવી પીરાણા સતપંથનો તેઓ જાહેર રીતે વિરોધ કરવા લાગ્યા. તેમના એ પ્રયાસનું પ્રભુકૃપાયે થોડા જ સમયમાં સારૂ પરિણામ આવ્યું.

એ અરસામાં દેશમાં જ્ઞાતિની અંદર પ્રવૃતિ રહેલા પીરાણા સતપંથ ધર્મના સંસ્થાપક સૈયદ ઈમામશાહની ચલાવેલી નીચ યુક્તિઓનો ચિતાર, નારાયણજીભાઈની દૃષ્ટિ સમિપ રમી રહ્યો. એક વાતને ધર્મ તરીકે સ્વીકારી તો પછી તેને છોડાય જ કેમ? એવી માન્યતા રૂઢીચુક્ત વડીલોની રગેરગમાં ફેલાઈ રહેલી હતી. ભાવનાના પ્રતાપે સ્વાર્થી લોકોની યુક્તિઓમાં શંકા લાવવાનું તેમને સમજાયેલું નહિ તેમનું એ અજ્ઞાન અથવા અંધશ્રદ્ધા અને ઝાલ્યું નહિ છોડવાની ટેવ, ભવિષ્યની પ્રજાને માટે મોટા દુર્ભાગ્યની વાત થઇ પડી પીરાણા સતપંથ સાચો રાહ છે એવી માન્યતાએ ગુજરાતની પ્રિયભૂમિ અને જ્ઞાતિ સુદ્ધાંનો ત્યાગ કરાવ્યો હતો. જ્ઞાતિ ભાઇઓથી વિખુટા પાડી; કચ્છ જેવા ઉજ્જડ અને વેરાન સ્થળે ઘસડી જવામાં યુક્તિબાજ પીરાણા સતપંથના સંચાલકો ફાવ્યા હતા. વિશ્વાસુ અને ભોળા ભાઇઓને મુસલમાની રાહ ઉપર ચઢાવી અતેભ્રષ્ટ તતોભ્રષ્ટ કરી પોતાનું પેટ ભરવાનો ધંધો લઇ બેઠેલા પીરાણા સતપંથના સ્વાર્થી સૈયદોએ વટલાવી મુસલમાન કરવાની અને દશોંદ વિશોંદના લાગાનો નમે લુંટવાની ઉત્તમ પ્રકારની સગવડ કચ્છમાં પ્રાપ્ત કરી લીધી સૈયદો અને તેના એજન્ટ કાકાઓનું કણબી જ્ઞાતિ ઉપર સામ્રાજ્ય શરૂ થયું હિન્દુ ધર્મ

કર્મથી વંચિત કરવા પીર ઇમામશાના વખતમાં રહેલી ખામીઓને સુધારી પુરા પાયમાલ કરવાની યુકિત કરી. સંવત ૧૮૩૨ની સાલમાં પીરાણા સતપંથના સૈયદોથી વટલીને મુજાવર બનેલા પ્રાગજી કાકાએ તથા સૈયદ વલીમીયાંએ બંને જણાએ ભલા ભોળા અને અજ્ઞાન અંધશ્રદ્ધાળુ ભાઇઓને ભરમાવી હિન્દુ ધર્મ-કર્મથી રહિત બનાવવાનો નવો કિમિયો યાને મુસલમાની ધર્મનો ઘંટ ગળે ભેરવ્યો, નવી યુક્તિથી મજબુત પકડમાં લઇને અન્ય હિન્દુ કોમથી સદાને માટે વિખુટા પાડવાની નીચ ચાલાકી ચલાવી. પીરાણા સતપંથના નામે હિન્દુ ધર્મ-કર્મને ભુંસી નાખનારો એક ઠરાવ કરીને કણબી જ્ઞાતિના બ્રાહ્મણ, ગોર તથા વહીવંચા બારોટનો પણ રજા અપાવી.

## ઠરાવ અને તેની અસર :

સંવત ૧૮૩૨ ના પોષ વદ ૧૩ ના દિને ગામ શ્રી નખત્રાણા મધ્યે જ્ઞાતિપંચ ભેળા થઇ બારોટ ગવરીદાસ સામદાસ તથા ગોર જાની દયાશંકર ભગવાનજીને રજા દીધી છે. આજ દિવસ પછીથી બારોટ પાસેથી વહીવંચો લખાવવો નહિ, તેમ બારોટને કાંઇ પણ આપવું નહિ, તેમજ દયાશંકર ભગવાનજીના વંશજ, કોઇ પણ બ્રહ્માણ પાસે ચોરી તથા લગ્ન પ્રસંગે કંઇ પણ કર્મ કરાવવું નહિ, નો કોઇ ભાટ તથા બ્રાહ્મણને માનશે, તે ગુનેગાર ઠરશે. બાવા ઇમામશાના ધર્મનો માનનારા આપણા કણબીભાઇઓ, જેણે સં. ૧૫૯૨ ના કારતક સુદ ૨ શુક્રવારે બાવાનો ધર્મ અંગીકાર કરેલ છે, તે ભાઇઓએ આજ દિવસ સુધી વહીવંચો લખાવ્યો છે, અને બ્રાહ્મણ પાસે સુતક કર્મ

મરણની ક્રિયા તથા લગ્નની ક્રિયા કરાવી છે. પણ હવેથી આપણા ગુરૂ ઇમામશાના ધર્મનો ખરો રસ્તો–બાવા ઇમામશાના વંશના સૈયદો તથા હાલ જે પીરાણાની ગાદી ઉપર ટીલાયત કાકા પ્રાગજી ના હુકમથી, અને ધર્મને સામજીને, બ્રાહ્મણ તથા ભાટને નહિ માનવા"–જુદા જુદા ૧૫ ગામના પટેલીઆઓના પંચે ભેગા થઇ ગામ નખત્રાણાના ખાનામાં ઉપર લખ્યા મુજબ ઠરાવ કર્યો છે, તે આપણી આખી નાતને કબુલ મંજુર છે.

ગુજરાત દેશ છોડીને કણબીઓને કચ્છ દેશમાં આવ્યા ને લગભગ બસોથી અઢીસો વર્ષ થવા આવ્યાં હતાં, ત્યાર પહેલાં તેઓએ ઇમામશાનો પીરાણા સતપંથ ધર્મ સ્વીકાર્યો હોવા છતાં તેઓ મોટે ભાગે પોતાના હિન્દુપણાને ચુસ્ત રીતે જાળવી રહ્યા હતા તે વાત આ બંને ઠગ સ્વાર્થ સાધુઓને ઠીક ન લાગવાથી અને પોતાના રસ્તા વચ્ચે આડખીલી રૂપ જણાતાં બ્રાહ્મણો તથા ભાટને દુર કરાવી, ધર્મ ઉપદેશ કરવાનું કામ સૈયદોએ પોતે હાથમાં લીધું, ત્યારથી કચ્છમાં કણબી જ્ઞાતિની ધાર્મિક અધોગતિની શરૂઆત થઇ સૈયદોનો ઉપદેશ શરૂ થયો એટલે દિન પ્રતિદિન હિન્દુ ધર્મ–કર્મને દેશવટો મળતો રહ્યો તે છેક આચાર, વિચાર અને વર્તનમાં અર્ધદગ્ધ ખીચડીઆ કબ્રસ્તાની પીરાણા સતપંથના કલમા અને દોવાઓનો ઉપયોગ થવા લાગ્યો. અને લગ્ન, મરણ તથા બધી ક્રિયાઓ પણ પીરાણા સતપંથના મત પ્રમાણે તેના મુખીઆના હાથે ખાનાઓમાં કરાવવા માંડયા.

સતપંથ ધર્મની દોવાઓ તથા કલમાઓ પડાવીને લગ્નો થવા માંડયાં. મૃત્યુ દેહને પણ એજ પંથના કલમાઓ તથા દોવાઓ પડીને દફનાવવાનું શરૂ કરાવ્યું. એટલું જ નહી પણ કણબી જ્ઞાતિનુ, નાત જાત કે ધર્મનું કશું ઠેકાણું ન રહે એટલા માટે બ્રાહ્મણ, ગોર અને વહીવંચાવાળા ભાટને પણ કાઢી નંખાવ્યા ઉપર પ્રમાણેનો પાકો ઠરાવ કરાવી પંદર ગામના આગેવાનોની સહીઓ કરાવી, ખાનામાં ઈમામશા બાવાના પાટ આગળ પ્રતિજ્ઞાઓ લેવરાવીને કચ્છની કડવા પાટીદાર જ્ઞાતિને કબ્રસ્તાની રાહને રસ્તે ચઢાવી દીધી. પણ ગામશ્રી નેત્રાના કેશરા મુખી તથા તેના સોબતી ચાર જણાને આ વાતનું કંઈક ભાન થયું. પ્રાગજી કાકાએ કરાવેલા ઠરાવ પ્રમાણે વર્તવાથી ભવિષ્યમાં જ્ઞાતિની ગંભીર સ્થિતિ થશે. ચોરીનો ચેહ જેવા હિન્દુપણાના મુખ્ય સંસ્કારો બંધ થાય બ્રાહ્મણોનું ગોરપણું જાય, અને તેના બદલામાં સૌયદોનો ગુરૂ કરાય તો જ્ઞાતિને ભવિષ્યમાં મુસલમાન જ થવું પડે, એવા વિચારોથી પોતે તેમજ તેમના સોબતી ભાઈઓએ એ જ વખતે પ્રાગજી કાકા તથા વલીમીંયા સૈયદની સલાહથી જ્ઞાતિએ કરેલા ઠરાવ પ્રમાણે પોતે વર્તવા બંધાતા નથી એમ જ્ઞાતિના આગેવાનોને જણાવી દીધું. અને પોતે તેજ દિવસથી પીરાણા સતપંથ ધર્મનો ત્યાગ કરી સ્વામીનારાયણ સંપ્રદાયના શિષ્ય થયા.

આ બનાવથી કચ્છી સતપંથી કણબીઓને પીરાણા સતપંથ

ધર્મ રસાતળ જતો લાગ્યો, તેથી તેઓએ એકઠા થઇ આ ચારે ભાઈઓનો સર્વાંશે બહિષ્કાર કર્યો. એટલું જ નહિ તેમના ઉપર અનેક પ્રકારના અત્યાચારો પણ ગુજાર્યા. પરંતુ એ ધર્મપ્રેમીઓએ બધા અત્યાચારો શાંતિથી સહન કર્યા. પોતાના ધ્યેયને ચુસ્તપણે વળગી રહ્યા. ત્યારે પીરાણા સતપંથના સૈયદો અને તેમના એજન્ટ કાકાઓએ સતપંથી કણબી આગેવાનોને સખત તાકીદ કરી કે "હવે પછી બીજા કોઈ સતપંથીઓ એ પ્રમાણે ન કરે તેની ખાસ સંભાળ રાખવી"

આવા સખ્ત પ્રતિબંધોનું એ પરિણામ આવ્યું કે ગુજરાતથી દેશવટે આવેલા આ કણબી વિભાગે કડવા પાટીદાર નામનો પણ તિલાંજલી આપીને મુમના કહેરાવવાની શરૂઆત કરી દીધી. આ દુઃખદાયક વસ્તુ સ્થિતિએ ધીરે ધીરે એવું ગંભીર સ્વરૂપ ધારણ કર્યું કે જ્ઞાતિમાં પટેલાઇ કે ગઢેરાપણું કરનારાઓનો શબ્દ એ જ કાયદો તેમનો હુકમ એનું જ નામ ન્યાય, એમના સામે કોઇ દલીલ કરે તેનું નામ મોટો ગુન્હો અને તે ગુન્હાની સજા એકલા દલીલ કરનારને જ ન થાય પરંતુ આખા કુટુંબ પરિવારને થાય. એ અરસામાં પરદેશમાં વસતા કચ્છના પાટીદાર ભાઇઓ દેશમાં આવતા ત્યારે પીરાણા સતપંથના ખાનામાં જઇ મુખી પાસે પોતાનું શીર ઝુકાવી છાંટ નખાવવી પડતી. ત્યાર પછી જ માતાપિતા કે પોતાની સ્ત્રી બાળબચ્ચાં સાથે વહેવાર કરવાની છૂટ મળતી. છાંટ નખાવવા આવેલ ભાઇને ખાનાના મુખી કલમાઓ અને દોવા પઢીને નૂરની અથવા અમીની ગોળીવાળું વાટકીમાં રાખેલ

પાણી પીવડાવતા.

આંખોમીચી અંધશ્રદ્ધાથી દીધે રાખ્યા એટલે મહાન ધૂર્તબાજ પાંખડીઓની પ્રયોગશાળાઓ ખીલતી ગઇ. એજ પૈસાથી અજ્ઞાન અને નિર્દોષ કણબી ભાઇઓને વટલાવી શિષ્યો બનાવવાનું ચાલુ રાખી શકયા. કેટલોક કાળ આમ ચાલ્યા પછી વટલીને મુરીદ થયેલા ભાઇઓમાંથી કેટલાક ખટપટી પેટભરા અને સ્વાર્થી આગેવાનોને "ભગત" નામના ઇલ્કાબના આંખે પાટા બંધાવી પોતાને હરિવંશી બ્રાહ્મણો અને પીરાણા સતપંથને હિંદુ ધર્મ છે, આજે કળિયુગમાં તેનો વારો છે એમ સમજાવવાનો નીચ પ્રયોગ પણ પીરાણાના સૈયદો કરી ચૂકયા હતા. પોતાના વટલેલા મુરીદ સમુદાયમાંથી દશાંશ વિશાંશ વગેરેના લાગાઓ ઉગરાવીને કોઇ મુખી અથવા જ્ઞાતિનો આગેવાન, ઇજારદાર, પરબારા હજમ ન કરી જાય તેટલા માટે દેખરેખ રાખવાનો પેટભરા કારભારીઓ પણ તેમણે રાખ્યા તેનો ભગવાં વસ્ત્રો પહેરાવ્યાં, અને 'કાકા' એવું પૂજ્ય નામ આપ્યું. આ કાકાઓથી કચ્છની કણબી જ્ઞાતિ વધારે ઠગાઇ છે, છેતરાઇ છે અને વટલાઇ છે.

## શુદ્ધિના શ્રી ગણેશ

આપણી જ્ઞાતિની આવી તિરસ્કારયુકત પરિસ્થિતિ સામે નારાયણજીભાઇ અને તેમના વિચારો સાથે સહમત થનાર ભાઇઓના હૃદયમાં સુધારણાની સાચી ધગશ લાગેલી. તેમણે જ્ઞાતિના જુલમગાર આગેવાનોના જુલ્મી

દોરની કે હાલાકીની તેમજ શીરજોરપણાંની લેશમાત્ર પણ પરવા કર્યા સિવાય અને કુટુંબીજનોની રજા લીધા સિવાય એ અર્ધદગ્ધ પાપી પીરાણા સતપંથની પોતાની જ્ઞાતિમાંથી તથા હિન્દુ સમાજમાંથી જળ મૂળથી ઉખેડી નાખવા માટે ભીષ્મ પ્રતિજ્ઞા કરી. એ પંથને તીલાંજલી આપીને સવંત ૧૯૬૪ના જેઠ સુદી ૫ ને ગુરૂવારે પતિતપાવની શ્રી ગોદાવરીના પવિત્ર તટે શ્રી ત્રંબકેશ્વર તીર્થકોમાં નાશીક અને ત્રંબકેશ્વરના કેટલાક પ્રસિદ્ધ વિદ્વાન બ્રાહ્મણો દ્વારા પૂજ્ય શ્રી રામેશ્વરજીની આગેવાની હેઠળ વૈદિક વિધિએ દેહશુદ્ધિ પ્રાયશ્ચિત કરાવી ઉત્સાહપૂર્વક ઉપવિત લઇને વૈદિક ધર્મના અધિકારી થયા હતા અને એજ તીર્થ ક્ષેત્રમાં પવિત્ર ગંગાજળ હાથમાં લઇને શ્રી સુર્યનારાયણની સાક્ષીએ શુદ્ધ સંકલ્પ કરેલો કે જ્યાં સુધી અમો જીવંત રહીએ ત્યાં લગી તન, મન અને ધનના ભોગે જ્ઞાતિ અને હિન્દુ સનાતન ધર્મની સેવા કરવા માટે અમારાથી બનતું દરેક શુભ કાર્ય કરતા રહીશું. એવા પવિત્ર અને શુદ્ધ હૃદયના ભાવોથી સંકલ્પ કરીને શ્રી ત્રંબકેશ્વર મહારાજના દર્શન કરી કૃતાર્થ થયેલા એ ધર્મવીર ભાઇઓ નીચે પ્રમાણે હતા.

| | | |
|---|---|---|
| ૧. | પટેલ નારાણજી રામજી લીંબાણી | વિરાણીવાળા |
| ૨. | ,, રતનશી કરશન છાભૈયા | રાજપરવાળા |
| ૩. | ,, રામજી જેઠા રંગાણી | ગઢસીસાવાળા |
| ૪. | ,, વિશ્રામભાઇ દેવજી નાકરાણી | વિરાણીવાળા |
| ૫. | ,, કરશન ભાણજી નાકરાણી | ,, |
| ૬. | ,, હરજીભાઇ લધા રામાણી | લુડવાવાળા |
| ૭. | ,, અરજણ ભીમજી ભગત | અંગીયાવાળા |

## પીરાણા સતપંથી આગેવાનોના ધમપછાડા :

આગળ જણાવેલ સાતે ભાઇ ત્રંબકેશ્વરમાં પાવન થઈને શુદ્ધ કડવા પાટીદાર સનાતન વૈદિકધર્મી થયા. મુંબઇ આવ્યા પછી તેમણે તરત જ "સ્વધર્મ વર્ધક અને જ્ઞાતિ હિતચિંતક મંડળ" ની સ્થાપના કરી. આ સમાચાર તારની મારફત દેશના દરેક ગામેગામ પ્રસરી ગયા. તેથી કચ્છમાં જબ્બર હિલચાલ શરૂ થઇ. સાતે ભાઇઓ તો મુંબઈમાં રહેતા હતા પણ કચ્છમાં રહેતા તેમના માતૃપક્ષ, પિતૃપક્ષ તથા અન્ય સગાસબંધિઓને જ્ઞાતિના નીચ સ્વાર્થી જુલમગર અને ક્રુર આગેવાનોએ બોલાવીને દરેક જણને તાકીદ સાથે સૂચના આપી દીધી કે, "જો તમારા છોકરાએ જનોઇઓ ઉતારીને નાતની માફી નહી માગે અને ખાવા પીવાનો વ્યવહાર પહેલાંની માફક ચાલુ નહી કરે તો તેઓના વાંકે તમો બધાંને નાત બહાર કરવામાં આવશે. આ પ્રમાણે ધાકધમકીઓ આપીને તે પ્રમાણે અમલ પણ કરવા માંડયો." આ વાતના જ્યારે કાગળોથી મુંબઇ ખબર ફરી વળ્યા ત્યારે સાતમા ભાઈ અરજણ ભીમજી ભગત ગામ અંગીયાવાલા, જેઓ પ્રથમથી જ સ્વામીનારાયણ સંપ્રદાયમાં હતા, છતાં જ્ઞાતિના આગેવાનોનો ડર તેમનાથી સહન ન થઇ શકયો અને જનોઇ તરત જ ઉતારી નાખી. છઠ્ઠા ભાઇ હરજી લધા રામાણી ગામ લુડવાવાલાના ઘરમાં તેમના ધર્મ પત્નિના વિરોધથી એમને ઘરકંકાસ તથા પાયમાલી ભોગવવી પડી. અંતે જનોઇ ત્યાગી દેવાનો પ્રસંગ થોડા જ વખતમાં આવ્યો.

એ વખતે નોંધ પાત્ર હકીકત એવી હતી કે, જ્ઞાતિમાં મહાન પરિવર્તન લાવનાર કાર્યની શરૂઆત કરવાથી જ્ઞાતિના નીચ સ્વાર્થી આગેવાનો ઉપર કેવી અસર થાય છે તેની દેશમાં જઇને, જ્ઞાતિ સમુદાય અંદર ભળીને યોગ્ય તપાસ કરવા માટે નવયુવાન નીડર સનાતની ભાઇ નાયાભાઇ શીવજી વિરાણીવાલાને બાતમી મેળવવા પાછળ રહેવા દીધા હતા, તેઓ દેશમાં વિરાણી, નખત્રાણા, વિથોણ વિગેરે ગામોમાં ફરી યોગ્ય તપાસ સાથે બાતમી મેળવીનો, પોતાના છોકરાંઓ દેશમાં હતાં તેને સાથે લઇ તરત મુંબઈ આવ્યા અને દેહ-શુદ્ધિ પ્રાયશ્ચિત લઇ, પોતાના આગેવાન મંડળ સાથે ભળી ગયા.

આવી રીતે બાકી રહેલા ભાઇઓ એક બીજાના સહકારથી સંકટો સહન કરવા વધુ મક્કમ બન્યા. અને પીરાણા સતપંથ ધર્મ એ હિન્દુ ધર્મ નથી પણ અર્ધદગ્ધ કબ્રસ્તાની ખીચડીઓ પંથ છે, તેના મૂળ સ્થાપક પીર ઇમામશાની હિન્દુઓને વટલાવી મુસલમાન બનાવવાની નીચ યુક્તિઓ. પીરાણા સતપંથના હસ્ત લેખીત પુસ્તકોના આધારે છપાવી તથા તેની અનેક પ્રપંચી જાળો અને નીચ કાવાદાવા તેમજ છળકપટથી ભોળા અંધશ્રદ્ધાળુ કણબીઓનો ચમત્કાર વિગેરેની કલ્પીત વાતોથી ઉંધે રસ્તે ચડાવી દેવાની યુક્તિઓ ઉઘાડી પાડી, તેનો ખૂબ જોરશોરથી પ્રચાર કરવા લાગ્યા.

## સામાજીક સહકારની પ્રાપ્તી :

સંસારમાં મનુષ્ય માત્રને પોતાના સમાજની જરૂરત હોય છે તેના વગર કોઇને ચાલી શકતું નથી. આ સુધારક ભાઇઓનો પણ પોતાની નાતજાત તેમજ સમાજની ખાસ જરૂર હતી. નેત્રાના કેશરા મુખી અને તેના ચાર મિત્રોના પ્રયાસથી સવંત ૧૮૩૨ થી સ્વામીનારાયણ સંપ્રદાય સ્વીકારનાર આપણા જ્ઞાતિ ભાઇઓ જેની સંખ્યા આશરે ૧૨૦૦ થી ૧૪૦૦ ની હતી, તેમને કોઇ પણ રીતે સમજાવી, સનાતન ધાર્મિક વિધી અનુસાર પીરાણા સતપંથી ભાઇઓથી છૂટા કરાવવા અને એવી રીતે પોતાનો પક્ષ વધારવા નારાયણજી-ભાઇએ પત્ર લખી તેમના પૂજ્ય પિતાશ્રીને જણાવ્યું કે, તમો ગામશ્રી ઘડાની, નેત્રા, રવાપર, વિગેરે સ્થળે જઇને સતસંગી હરિભકતોને ઉપરોક્ત વાત સમજાવોને નકકી કરો કે, તેઓ દેહશુદ્ધિ પ્રાયશ્ચિત કરાવીને અમારા ભેગા ભળે; જો આ વાત નકકી થાય તો સતસંઘી આગેવાન ભાઇઓને અમદાવાદ લઇ જવા અને ત્યાં સ્વામીનારાયણ સંપ્રદાયના આચાર્યશ્રી પાસે એ વાત રજુ કરવી એમ નકકી કર્યું હતું.

તે પ્રમાણે કચ્છમાંથી સતસંઘી આગેવાનો હરીભક્ત જીવરાજ ખેતશી તથા નારાયણ ધર્મસિંહ ગામ ઘડાની વાલા, નેત્રા અને રવાપરના પટેલોને સાથે લઇને તેમના ધર્મધામ અમદાવાદમાં આવ્યા. મુંબઈથી સ્વધર્મવર્ધક મંડળના ભાઇઓ પણ ત્યાં આવ્યા. તેમણે સ્વામીનારાયણ સંપ્રદાયના આચાર્ય-

શ્રીઓને જણાવ્યું કે, સ્વામીનારાયણ સંપ્રદાયના ભાઇઓ જેઓ પીરાણા સતપંથીઓ સાથે ખાનપાન તેમ જ રોટી બેટીનો વ્યવહાર રાખે છે તે સઘળો વ્યવહાર નાબુદ થવો જોઇએ. ત્યાર પછી તેમની સાથે ભળવાનો વિચાર તેમને જણાવ્યો. તે ઉપરથી સતસંઘી સાધુ અને આચાર્યોએ મળીને એવો નિર્ણય કર્યો કે થોડા વખત પછી પૂજ્ય આચાર્યશ્રી મહારાજ વાસુદેવ પ્રસાદજી કચ્છમાં પધારશે ત્યારે ત્યાંના સતસંઘી કણબીઓને શ્રી સ્વામીનારાયણ સંપ્રદાયના યજ્ઞ વિધીથી દેહ શુદ્ધી પ્રાયશ્ચિત કરાવી પાવન કરી. પીરાણા સતપંથીઓ સાથેનો સઘળો સંબંધ બંધ કરાવી દેશે.

સંવત ૧૯૬૭ના ફાગણ વદ ૫ ને દિવસે ઘડાની મુક્કામે આચાર્યશ્રી મહારાજ વાસુદેવ પ્રસાદજી તથા અન્ય સાધુ મહાત્માઓ અને પૌરાણીક સમુદાય સહિત સૌએ મળીને મોટો યજ્ઞ કર્યો અને સતસંઘી હરિભકતોને દેહશુદ્ધિ પ્રાયશ્ચિત કરાવીને પાવન કર્યા. ત્યારબાદ મહારાજશ્રીએ પોતાના શિષ્ય સમુદાયને આજ્ઞા કરી કે આજ દિવસ પછી પીરાણા સતપંથી પાથે ખાવાપીવાનો કે, કોઇપણ પ્રકારનો વ્યવહાર કરવો નહિ.

આવી રીતે સ્વ. નારાણજીભાઇના પ્રયત્ન અને ઉત્સાહથી એ શુભ દિવસે હરીભક્ત સમુદાય, પીરાણા સત-પંથીઓથી સદાયને માટે વિખૂટો પડીને આ સુધારકો સાથે ભળ્યા. તેથી સુધારકોની અલ્પ સંખ્યા જોતજોતામાં ૧૨૦૦થી ૧૪૦૦ માણસોના સમુદાયમાં ફેરવાઇ ગઇ.

## ગુજરાતના ભાઈઓને સહકાર :

સ્વ. નારાયણજીભાઈના ઉચ્ચ ગુણો, મળતાવડો સ્વભાવ અને જ્ઞાતિ સેવાની અપ્રતીમ ધગશથી ગુજરાતના જે જે ભાઈઓ પરિચયમાં આવતા ગયા તેઓ સર્વ તેમના તરફ સદ્ભાવથી જોવા લાગ્યા. તેઓના પ્રેમ અને સહકારથી નારાયણજીભાઈએ ગુજરાત કડવા પાટીદાર પરિષદની દરેક બેઠકોમાં હાજરી આપી આગેવાની ભર્યો ભાગ લઇ ગુજરાતની જ્ઞાતિમાં દરેક કોમોની અંદર મોખરે રહી સમગ્ર જ્ઞાતિને પોતાની શક્તિ અને જ્ઞાતિ પ્રેમનો પરિચય કરાવ્યો. તેથી ગુજરાતના આગેવાનોએ સ્વધર્મવર્ધક મંડળના ભાઈઓને ખરા હૃદયથી તન મન અને ધનથી અપૂર્વ સહકાર આપી જ્ઞાતિ સુધારણા કાર્યમાં નવો જોશ પૂર્યો. આમ ગુજરાતના ભાઈઓ સાથે નવેસરથી દરેક વહેવાર શરૂ થયો.

## મંડળની સ્થાપના :

કચ્છ અને ગુજરાતમાં પોતાની સ્થિતિ બરોબર મકકમ રીતે સંઘીન બનાવ્યા પછી તેમને કોઇ જાતનો ડર અથવા મુઝવણ રહી નહિ. તેથી હવે જ્ઞાતિ સુધારાનુ કામ નીડરપણે અને વ્યવસ્થિત રીતે કરવું જોઇએ એવા વિચારોથી ઘાટકોપર (મુંબઇ) માં જ્ઞાતિના સર્વે વર્ગનું (શુદ્ધિવાળા, સ્વામીનારાયણ સંપ્રદાયવાલા અને પીરાણા સતપંથવાલા વિગેરે) શ્રી કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિના સુધારક યુવક મંડળ સ્થાપ્યું. તેમાં જ્ઞાતિના ઉત્સાહી અને નીડર યુવાન

ભાઈઓનો સારો સાથ મળવા માંડયો અને તે મંડળ મારફતે વ્યવસ્થિત કાર્ય થવા માંડયું. એટલું જ નહિ પણ દર અઠવાડિયે સભાઓ ભરાવા લાગી. જ્ઞાતિ અને હિન્દુ સનાતન ધર્મની દાઝ હૃદયમાં ધરનારા સુધારક યુવાનો ખૂબ રસપૂર્વક સાથ આપવા લાગ્યા અને યુવક મંડળના સેક્રેટરી ભાઈશ્રી રતનશી ખીમજી ખેતાણી વિરાણીવાલાએ ખૂબ તમ-મનથી સુધારાના કામને ઉપાડી લીધું.

**કચ્છમાં કાકાના પગલાં :**

એ વખતે કચ્છમાં ત્રણ ત્રણ વર્ષો થયાં ચાલુ દુકાળો પડતા હતા. ખેતી અને વરસાદ ઉપરજ જીવનનું અવલંબન હોવાથી દુકાળના દુઃખો આપણા કણબી ભાઈઓ જેટલા બીજી કોઈપણ જ્ઞાતિને ભોગવવાં પડતા ન હતાં તેઓ કર્જમાં ડૂબી ગયા હતા. તેમનો પોતાનો પેટ પૂરતું અનાજ ભાગ્યેજ મળતું તેમની આંખોમાં આંસુ રાત-દિવસ સુકાતાં જ નહોતાં, આવી ભયંકર સ્થિતિમાં કોઇ રાક્ષસી હૃદયને પણ કણબીઓની દયા ઉપજ્યા વગર ન રહે છતાય કચ્છના લોહી તરસ્યા આગેવાનો તો એ મરણતુલ્ય સ્થિતિ ભોગવતા જ્ઞાતિના જીવોને પણ નીચોવવાની નવી વેતરણમાં પડયા ચાલુ શીરસ્તા પ્રમાણે પીરાણાવાલા કાકા પોતાની જીંદગીમાં એક જ વખત કચ્છમાં આવી શકે, અને આવે ત્યારે તેને દશોંદના લાગા ઉપરાંત શીરબંધીની તેમજ પધરામણીની ભેટને નામે વધારાની હરામની લૂંટ મળતી હતી. તે વખત અગાઉ કાકા-સાહેબ બબે વખત તો પોતાનો સુબારક કદમ કચ્છ ભૂમિમાં

રાખી ગયા હતા, છતાંય કચ્છના ઢાંઢ અને ભૂખાળ મુખી પટેલોની તેને ફરીથી ત્રીજીવાર બોલાવવાની પ્રબળ ઇચ્છા થઈ. કારણ કે, કાકાને બહાને તેને બધી પ્રકારની આવકમાંથી મળતી કમીશન રૂપી દલાલી અને કાકાને અપાતાં મીઠાં જમણમાં ખેરીયાતના લાડૂ લાપસી ખાવાનો આવો સારો લાગ લૂંટાઇ જાય તે તેમનાથી કેમ સહન કરી શકાય? એટલે તેમણે તો કણબીઓના ચાલુ કકળાટ તરફ જરાપણ ધ્યાન ન દેતાં અસાધારણ ધમાલ કરીને લાખેણા લખમણ કાકાને પીરાણેથી કચ્છમાં બોલાવ્યા.

પોતાના ધ્યાહિન નીચ ધોરણે, દબાણ ચલાવી, બળજબરીથી એ પાપી પટેલોએ ગરીબ ભાઇઓ અને રાંડી રાંડો પાસેથી પણ કોરીઓ ઓકાવવા માંડી. ઢોર જમીન, માલ મિલ્કત વેચીને, કરજ કરીને કે દરદાગીના વેચીને પણ શીરબંધી અને ભેટનાં નાણાં ભરવાની તેઓને ફરજ પાડવા લાગ્યા. ન ભરે તેનો નાત બહાર પણ મૂકવાની સજા કરવા લાગ્યા.

કચ્છના આવા ત્રાસદાયક સમાચાર મુંબઇમાં સૌને મળ્યા અને ઘણા ભાઇઓના હૃદય ઉકળી રહ્યાં. એથી આગેવાનોના એ ગેરકાયદેસરના ઉઘરાણા અને જુલમને માટે જાહેર પોકાર ઉઠાવી યુવક મંડળની મુંબઇની એક જાહેરસભા રતનશી ખીમજીની આગેવાની હેઠળ ભરવામાં આવી, એ યુવક મંડળ તરફથી ખાસ ઠરાવો કરીને કચ્છી આગેવાનોના જૂલમનો

વિરોધ કરવાના કાગળો પણ લખાણા. જે કાગળોએ એ અન્યાયી આગેવાનોને થરથરાવી મૂકયા. અને લખમણરાકાને અધવચ્ચે જ કચ્છ દેશ છોડીને પાછા નાસી જવું પડયું.

## યુવક મંડળની કચ્છમાં પ્રવૃતિ :

ત્યાર પછી યુંવક મંડળના ઉત્સાહી કાર્યકરોના પ્રયાસથી ખાસ કરીને મંડળના સેક્રેટરી ભાઇ રતનશી ખીમજી વિરાણીવાળાની પ્રેરણા તેમજ પ્રયાસથી કચ્છ વિરાણી ગામમાં એક યુવક મંડળ સ્થાપવામાં આવ્યું. તે મંડળ મારફતે ખૂબ ઉત્સાહથી પ્રચાર થવા માંડયો સવંત ૧૯૭૬ના ચૈત્ર સુદ ૯ ને રવિવારે ગામ શ્રી વિરાણીના "કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિ સુધારક યુવક મંડળ" ના આશરે એક સભા વિરાણીના આગેવાન પટેલ લાલજી શીવજીના પ્રમુખપણા નીચે ભરી તેમાં જ્ઞાતિના નીચ, નફ્ફટ અને નાલાયક શેતાનોના અને આગેવાનોના કુકર્મોનો નિર્લજ પશુઓને પણ શરમાવે તેવો. કલંકિત ઇતિહાસ રજુ થયો, જે ભાઇ રતનશી ખીમજીના હાથે છપાઇને પ્રસિદ્ધ કરવામાં આવ્યો. ત્યારે દેશના અજ્ઞાન ભાઇઓ અને બહેનોને ખાત્રી થઇ કે જ્ઞાતિ સુધારક ભાઇઓ નિસ્વાર્થપણે અને ખરેખર જાનના જોખમે ઉત્સાહથી જ્ઞાતિ સેવા કરી રહ્યા છે. તેથી તેમને તનમનથી ટેકો આપવાના નિર્ણયો થવા લાગ્યા અને ઘેર ઘેર તેનો પ્રચાર થવા લાગ્યો.

## કરાંચી યુવક મંડળની સ્થાપના :

ત્યારબાદ પરદેશમાં અને દેશમાં ખૂબ પ્રચાર કાર્ય થવાથી કરાંચીના ઉત્સાહી યુવકો અને સુધારકોમાં પણ ઉત્સાહનો ઉદય થયો. ત્યાં પણ એક "શ્રી કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિ સુધારક યુવક મંડળ" ની સ્થાપના નખત્રાણાવાળા પટેલ નાનજી પચાણ નાકરાણીના અધ્યક્ષપણાં નીચે કરવામાં આવી એ યુવક મંડળના બે ઉત્સાહી મંત્રીઓ, ભાઇ શીવજી કાનજી નખત્રાણાવાળા તથા ભાઇ રતનશી શીવજી નાકરાણી રવાપરવાળા, તેમજ ભાઇશ્રી વિશ્રામ પાંચા ગાંગાણી વિગેરે ભાઇઓ મંડળના કાર્યમાં રસપૂર્વક ભાગ લઇ, ઉત્સાહપૂર્વક પ્રચાર કાર્ય કરવા લાગ્યા. મંડળના બંધારણ, કાર્ય વિગેરે બાબતો અંગે આવશ્યક સૂચનાઓ આપવા કરાંચી મંડળના આગેવાન ભાઇઓએ નારાયણભાઇને કરાંચીની મુલાકાતે આવવાનું આમંત્રણ મોકલ્યું. જ્ઞાતિની સેવા એતો સ્વ. નારાયણજીભાઇનો જીવનમંત્ર હતો. એથી તેમણે તરત જ આમંત્રણનો સ્વીકાર કર્યો, અને મુંબઈ, ઘાટકોપર યુવક મંડળના સેક્રેટરી રતનશી ખીમજીને સાથે લઇને કરાંચીની મુલાકાતે ગયા.

કરાંચીમાં તે બંનેનો સારા ઉત્સાહ અને પ્રેમથી કરાંચીવાસી સુધારક ભાઇઓએ આદર કર્યો. કરાંચીના કાર્ય-

કર્તાઓએ કરાંચીની હીલચાલ સ્થિતિથી આ બંને ભાઈઓને વાકેફ કર્યા. તેઓ સાથે જ્ઞાતિનું સંગીન હિત સાધી શકાય એવી કેટલીક ઉપયોગી તથા મુદ્દાસરની ચર્ચા કરીને એ યુવક મંડળના નિયમો અને બંધારણ તૈયાર કર્યા.

## પરિષદનો પાયો :

કરાંચીવાસી ભાઈઓનો ઉત્સાહ અને પ્રેમ જાણી જ્ઞાતિ સુધારાનું કામ વ્યવસ્થિત અને કાયદેસર પ્રચાર પામે તેવા હેતુથી સ્વ. નારાયણજીભાઈએ તેમનામાં જ્ઞાતિની એક સમગ્ર મોટી પરિષદ ભરવાની ઉત્કંઠા ઉભી કરી તેથી કરાંચી-વાસી ભાઈઓએ પોતાને આંગણે પરિષદ ભરવાનું આમંત્રણ આપ્યું. આ પહેલી મહાન પરિષદ કરાંચીમાં જ ભરવાની તેમની ઇચ્છા હતી, કારણ કે કરાંચીમાં કચ્છની પાટીદાર જ્ઞાતિનો કેળવાયેલો અને ઘણો મોટો ભાગ કરાંચીમાં વસતો હોવાથી બીજા કોઈ ઠેકાણા કરતાં કરાંચીમાં જ તે ઠીક રહેશે એવી સૌની માન્યતા હતી. અંતે કરાંચીમાં પહેલી પરિષદ ભરવાનું નકકી થયું. પરિષદના યોગ્ય સુકાની શોધી કાઢવાનું કામ સ્વ. નારાયણજીભાઈને સોંપવામાં આવ્યું. ખૂબ વિચાર અને મનન કર્યા પછી ઘાટકોપરમાં રહેતા માનકુવાવાળા રાજારામ શામજી ધોળુનું નામ તેમણે સૂચવ્યું જેનો સૌએ હર્ષપૂર્વક સ્વીકાર કર્યો અને પ્રથમ પરિષદની તૈયારીઓ કરવા માંડી અને દેશ વિદેશમાં વસતા આપણા જ્ઞાતિભાઈઓને આમંત્રણો પાઠવવામાં આવ્યાં.

## પ્રથમ પરિષદ :

ઇ.સ. ૧૯૨૦ ના ઓગસ્ટ માસની તા. ૮ થી ૧૧ સુધી લગાતાર ચાર દિવસ સુધી પરિષદનું કાર્ય સંપૂર્ણ સલાહ-શાંતિ અને સ્નેહ સદ્ભાવપૂર્વક પૂરા ઠાઠમાઠથી ઉજવાયું. આશરે બે હજાર જ્ઞાતિ ભાઇઓ, ચારસો જ્ઞાતિની બહેનો તથા અન્ય જ્ઞાતિના ઘણા સદ્ગૃહસ્થોએ પરિષદમાં ઉત્સાહભેર ભાગ લીધો.

પીરાણા સતપંથ ધર્મના પ્રતાપે જ્ઞાતિની થયેલી અધોગતિની અધમ દશાનો વિચાર અને ધાર્મિક તેમજ સામાજીક અને નૈતિક રિવાજોનું પરિવર્તન કરવાની ધગશ-વાળા જ્ઞાતિના આદ્યસુધારક નારાયણજીભાઇના એવા શુભ મનોરથો હતા કે જ્ઞાતિના હિતાહિતના સર્વ વિષયો ચર્ચી ઉચ્ચ આદર્શોનો પ્રચાર કરવો પરંતુ એમની એ અભિલાષાઓ ઉપર છેવટની ઘડીયે વજ્રસમો કારી ઘા થયો કારણ કે પરિષદ-ના પ્રમુખ મહાશયના ઢચુપચુ મન ઉપર પીરાણા સતપંથી રૂઢીચુસ્ત આગેવાનોની લાગવગ પહોંચી શકી. તેથી ડરીને કે પછી આત્મબળના અભાવે જ્ઞાતિ સુધારક ભાઇઓને પ્રમુખશ્રી તરફથી ઓર્ડર થયો કે "પરિષદની આ પહેલી બેઠકમાં ખુલ્લી રીતે પીરાણા સતપંથ ધર્મ અને જ્ઞાતિના નીચ જુલ્મી આગેવાનો વિરૂધ્ધના કોઇ પણ ઠરાવ લાવવા નહિ." આવી જાતના એકાએક પરિવર્તનથી સ્વ. નારાયણજીભાઇના અંતઃ કરણને આઘાત લાગ્યો. મનમાં ધારેલી સર્વ ધારણાઓ અને મનોરથો ઉપર ઠંડુ પાણી રેડાઇ ગયું. જો કે પરિષદ

એકંદરે ઉપરથી સારી દેખાઇ પણ કાર્ય સિદ્ધિમાં નિષ્ફળ પુરવાર થઇ. ચાર દિવસનો લ્હાવો લઇ પરિષદ પૂર્ણ થઇ.

**પરિષદના કચ્છમાં પ્રત્યાઘાત :**

પરિષદની ધમાલના સમાચાર કચ્છ દેશમાં ફરી વળતાં જ એ આગેવાનો અને ગઢેરાઓ પહેલ વહેલા તો જરા ચમકી ગયા. પણ છેવટ સુધી પરિષદ તેમનાથી ધ્રૂજતી જ રહી હતી. તેની તેમને જાણ થતાં થોડી જ વારમાં પાછા સાવધ થઇને તેઓ પોતાના શિકારી કિલ્લાનો નવેસરથી પાકો બંદોબસ્ત કરવા લાગ્યા. કરાંચીની મહાસભામાં ભાગ લેનારા એક એક ભાઇ કે બહેનને તેમણે ન્યાત બહાર કર્યા તેમના સગાં-કુટુંબીઓ સાથેનો દરેક પ્રકારનો વ્યવહાર તેમણે કરડી સત્તાથી બંધ કરાવી દીધો અને હુકમ કર્યો કે સર્વેએ ગઢેરા-ઓની આજ્ઞા મુજબ દંડ ભરી, અમી અથવા નૂરની ગોળીના પ્રાશનથી પ્રાયશ્ચિત કરીને એ ગુન્હેગારો એ પોતાના મહાન ગુન્હાની માફી મેળવી જવી. અને એ કુકર્મીઓની ભાર રૂપ જીદંગીનો, તેમજ જોર જુલ્મનો બોજો, આપણી ભોળી પણ અભાગી જ્ઞાતિ, પોતાના પૂર્વના પાપ અને અજ્ઞાનનાં ફળરૂપે, દંડ તરીકે ભરીને, એ અસહ્ય ભાર વહન કરી રહી હતી. વધારેમાં વધારે જુલ્મ કચ્છમાં જ થતા હતા, તેથી બીજી પરિષદ કચ્છમાં ભરવાની યુવક મંડળના સભ્યોએ સાથે મળીને યોજના કરી વિક્રમ સંવત ૧૯૭૭ નું એ વર્ષ હતું. આપણી જ્ઞાતિમાં એ વરસે બાર વાર્ષિક મોટો લગ્નગાળો હતો. દેશ-

વિદેશમાં વિખરાએલા અનેક ભાઇઓ લગ્ન પ્રસંગ નિમિતે કચ્છમાં આવવાના હતા એ તકનો લાભ લઇને કરાંચી, હૈદ્રાબાદ, મુંબઇ ઘાટકોપરના યુવક મંડળો પોતાના એકત્ર બળથી કચ્છમાં કણબી જ્ઞાતિની અજ્ઞાનતાની ઘોર નિંદ્રા ભાંગીને જ્ઞાતિમાં જાગૃતિ લાવવાનો સબળ પ્રયાસ કરવામાં આવે તો કાર્યમાં વિજય અને યશ મળે તેવું જણાવા લાગ્યું.

## સ્વદેશમાં જાગૃતિ :

કચ્છમાં પરિષદ ભરવાનું નક્કી થતાં જ ઉત્સાહી સુધારક ભાઇઓને તેમજ યુવક મંડળ અને જ્ઞાતિના હિત-કાર્યમાં રસ લેનારા સર્વ બંધુઓને પત્રો લખીને આ પવિત્ર ઉદ્દેશમાં સહકાર આપવાની સૂચનાઓ અપાઇ. બધી દિશાઓ-માંથી અનુમોદનોના અને ઉપયોગી મદદો આપવાની તત્પરતાના ઉત્સાહી જવાબો આવવા લાગ્યા, એટલે કચ્છમાં પરિષદ ભરવાના દિવસો નક્કી કરી. મજબૂત પાયે તૈયારીઓ ચલાવી. પરિષદના કાર્યકર્તાઓની વિનંતીથી કચ્છ નરેશ મહારાવશ્રી ખેંગારજી બહાદુરે રાજ્ય તથા અમલદારો તરફથી બનતી સઘળી મદદ આપવાની બાંહેધરી આપી.

આમંત્રણો કવિતાઓ ખાસ નિર્ધારેલા વકતાઓનાં વ્યાખ્યાનો અને સભા મંડપના સ્થાન તેમજ સાહિત્યો પણ મોટા ભાગે તૈયાર થઇ ચુકયા હતા. એ બધી પાકે પાયે તૈયારીઓ કરવાને ઘાટકોપર, કરાંચી વિગેરે સ્થળોના યુવક મંડળોએ પોતાના સુયોગ્ય પ્રતિનિધિઓને પરિષદના દિવસોથી

ઘણા વખત અગાઉથી જ દેશ તરફ મોકલી આપ્યા હતા. તેઓ પૂરજોશથી કચ્છમાં જાગૃતિના સ્થળે પત્તો ફેરવી રહ્યા હતા. આટલી આટલી અસાધારણ મહેનત કરવા છતાં, રોપવા ધારેલો પરિષદનો મહાન વિજયસ્થંભ, આપણી જ્ઞાતિના દુર્ભાગ્યે અણધાર્યા સંજોગો વચ્ચે આખરે હવામાં જ ઉડી ગયો. કરાંચીના મુખ્ય બે-ચાર કાર્યકર્તાઓ ઘણા જરૂરી કામોના રોકાણ અને દબાણથી, પરિષદના દિવસ નજીક આવી પહોંચ્યા, ત્યાં સુધીમાં પણ કચ્છ આવી શકયા નહોતા. માત્ર એટલું જ નહિ, પણ ચાલુ પરિશ્રમથી નારાણજીભાઇની તબીયત એકાએક છેક જ બગડી ને લથડી જવાથી તેઓ પથારીવશ બની ગયાં અને એથી તેમના સહકારીઓ પણ અંતે હિંમત હારી ગયા. પરિષદના કાર્યકર્તાઓ તેમના સંબંધીઓના લગ્નોમાં પીરાણાના આગેવાનો દ્વારા પાડવામાં આવેલા વાંધાઓ નાબુદ કરવામાં પડી ગયા. તેથી પરિષદ ભરવાનો વિચાર નિરૂપાયે તદ્દન મુલતવી રાખવો પડયો.

## ઉદયની નવી દિશા :

આ પ્રમાણે પ્રતિકુળ સંજોગો ઉભા થતાં કચ્છમાં પરિષદ ભરવાનું કાર્ય ખોરંભે પડવાથી ઉત્સાહી સુધારકો અને કાર્યકર્તાઓના હૃદય ઉકળી રહ્યાં એ ઉકરાળની ધગશથી પ્રેરાઇને, એ કટિબધ્ધ થયેલા કર્મવીરોએ, ત્યાં હાથ ધરેલાં હથિયારો બીજી જ દિશામાં ચલાવ્યાં. આજે સેંકડો વર્ષથી પાંખડી પીરાણા સતપંથના પાપે, આપણી જ્ઞાતિમાં લગ્ન

જેવા મહાન ગંભીર વૈદિક સંસ્કારોને પણ એક ફારસરૂપે ભજવતો બનાવી દીધો હતો. ચોરીને બદલે ઉટપટાંગ અર્ધ-ઇસ્લામી દુવાઓ પઢાય છે, અને હસ્તમેળાપ કે સપ્તપદી જેવા મહાન વૈદિક પ્રતિજ્ઞાના ઉચ્ચ ભાવોને તથા ગોર અને બ્રાહ્મણોને પણ આપણી જ્ઞાતિમાંથી છેક જ તિલાંજલિ અપાવી દીધી છે. આ પરિસ્થિતિમાં આપણી જ્ઞાતિના લગ્નો તે ખરેખર લગ્નો જ નહોતાં. તેમાં ધર્મ કે પ્રતિજ્ઞાનું પવિત્ર બંધન જ ન હોતું. આવી ભયંકર પરિસ્થિતિ ઉત્સાહી સુધારક મંડળોએ દેશમાં ફરીને, સમગ્ર જ્ઞાતિને સચોટ સમજાવીને તેમના હૃદયમાં એવી ઊંડી છાપ પાડી હતી કે કચ્છના ચાર ગામો તૈયાર થઇ ગયા અને ગમે તે ભોગે કે જોખમે ચાલુ દુષ્ટ રૂઢિનો ભંગ કરીને આગેવાનોની દુષ્ટ સતા, સામે માથું ઉચકી પવિત્ર વૈદિક વિધીથી પોતાને ત્યાંના લગ્નો, તેમણે ચોરી, વેદ વિધી અને યજ્ઞ હળનાહી ક્રિયાઓ સહીત પીરાણા સતપંથના મુખીઓને બદલે વિદ્વાન બ્રાહ્મણોની મારફતે કરાવવાને તેઓ પ્રતિજ્ઞાથી બંધાયા. એ પ્રમાણે વિરાણીમાં આશરે અઢીસો, કોટડામાં આશરે દોઢસો, નખત્રાણામાં આશરે એકસો અને દેવીસર તેમજ બીજા છુટા-છવાયા ગામોમાં બધા મળીને આશરે પચાસેક લગ્નો, શુદ્ધ વૈદિક વિધીપૂર્વક સનાતન સંસ્કાર મુજબ કરવામાં આવ્યા. આ પ્રમાણે આશરે સાડા પાંચસો લગ્નો વૈદિક વિધીથી કર્યા તેમાં વિઘ્નો નાખવાને પાંખડી પટેલીઆએ બહુ બહુ પછાડા માર્યા પણ ન ફાવ્યા. આ પ્રમાણે પરિષદના કાર્યમાં નિષ્ફળ

થવા છતાં, એક શરમ ભરેલી દુષ્ટ રૂઢિને તોડવાનું મહાન પરાક્રમ સિદ્ધ કરી, કચ્છમાં પોતાનો વિજય ડંકો વગડાવીને સુધારક ભાઈઓ ખુશી થતા, પોતાની પ્રવૃત્તિ નિમિત્તે પાછા મુંબઈ, કરાંચી વિગેરે સ્થળો તરફ રવાના થઇ ગયા.

## કરાંચીનો ઉત્સાહ :

પ્રતિકુળ સંજોગોમાં પણ થોડા સરખા આ સુધારક ભાઇઓએ જે અમર સફળતા મેળવી તે જોઇ જાણીને કરાંચીવાળા ભાઈઓની આંખો ઉઘડી અને પહેલી પરિષદ વખતની પોતાની ભુલ તેઓ હવે બરાબર સમજી શક્યા. તેમને પ્રત્યક્ષ ખાતરી થઇ કે ગઢેરા અને પીરાણાનો દોર તોડયા સિવાય અનેક જમાનાથી કાદવમાં ગુંચવાયેલુ જ્ઞાતિનું ગાડું કદી પણ આગળ વધી શકશે જ નહી. કરાંચીવાળા ભાઈઓએ પ્રથમ પરિષદની ભુલ સુધારવાનો અને હૃદયની દુર્બળતાઓ દૂર કરવાનો કરાંચીમાં મકકમ ઠરાવ કર્યો. બીજી પરિષદ ભરવાનો પણ ઠરાવ કર્યો. કરાંચીવાસી ભાઈઓમાં યુવક મંડળના પ્રમુખ નાનજીભાઇ પચાણ, તેના મંત્રી શીવજીભાઇ કાનજી અને ભાઇશ્રી રતનશી શીવજી તથા કરાચીના એ વખતના ઉત્સાહી આગેવાન ભાઇશ્રી ખેતાભાઇ ડોસા પોકાર, ભાઇ શીવજી ખીમજી મંગવાણાવાળા તથા ભાઇ વિશ્રામ પાંચા ગાંગાણી કચ્છ વિરાણીવાળા વિગેરે ભાઇઓનો ઉત્સાહ અપૂર્વ હતો. તેમણે મોટા ઠાઠમાઠથી પરિષદનું બીજું અધિવેશન કરાંચીમાં જ ઉજવવા માટે તન, મન અને ધનથી પરિશ્રમ આદર્યો.

## કરાંચીમાં બીજી પરિષદ :

કરાંચી, હૈદરાબાદ વિગેરે સિંધ પ્રદેશમાં વસતા ઘણા જ્ઞાતિ ભાઇઓએ એકત્ર થઈને મહાન સમારોહની તૈયારીઓ કરવા માંડી. કચ્છ, મુંબઇ, ઘાટકોપર યુવક મંડળોની સલાહ અને મદદ માંગી. સભાનું સફળ સંચાલન કરવા અને જ્ઞાતિ ભાઇઓની નશોમાં વીરતા ના હીર સીંચવા માટે પ્રમુખ તરીકે કચ્છ નખત્રાણાના રહીશ અને સિંધ હૈદરાબાદમાં મોટા પાયે કોન્ટ્રાકટનો ધંધો કરનાર ભાઇશ્રી માવજીભાઇ પુંજાભાઇ જબવાણીને પસંદ કરવામાં આવ્યા.

ઓકટોબર તા ૭ થી ૯ ઇ. સ. ૧૯૨૨ના ત્રણ દિવસો સુધી કરાંચી–પરિષદના બીજાં અધિવેશનનુ કાર્ય, ઘણા જ ઉત્સાહ, પ્રેમ અને સદ્દભાવપૂર્વક ઉજવવામાં આવ્યુ હતું. એ ત્રણ દિવસમાં બે મહત્વના ઠરાવો ઉપરાંત, જ્ઞાતિહીતના બીજા પણ ખાસ ઉપયોગી ઠરાવો મુકવામાં આવ્યા હતા. તેમના ઉપર કેટલાંક જોરદાર મુદ્દાસર ભાષણો થયાં હતાં, અને એ ઠરાવને માત્ર કાગળ ઉપરજ રહેવા ન દેતાં તેમણે વ્યવહારૂ સ્વરૂપ આપવા માટે. સર્વ જ્ઞાતિભાઇઓને આગ્રહભરી સુચનાઓ કરવામાં આવી એ પ્રસંગે કેટલાક પાપી પટેલોના અમાનુષી રાક્ષસી કૃત્યોનો કમકમાટ ઉપજાવે તેવો ઇતિહાસ મુંબઇ–યુવક મંડળના મંત્રી બિરાણીવાળા વીર જ્ઞાતિ સેવક ભાઇ રતનશી ખીમજીએ હૃદયની પૂરતી ધગશ સહિત ત્યાં રજૂ કર્યો હતો, જે સાંભળીને સભાજનોના હૃદય ખળભળી ઉઠયા હતા. અને 'શરમ શરમ' ના પોકારોથી સભામંડપને

ગજાવી, એ અત્યાચારીઓનો સખ્ત વિરોધ પ્રદર્શિત કરવામાં આવ્યો હતો. તદુઉપરાંત શિક્ષણ અને સંસ્કારનો અભાવ, બાળલગ્ન, કરજ અને ન્યાતવરા જેવા જે જે દુષ્ટ રિવાજોથી અંધારાગારમાં ઘસડાઈ જતી હતી, તેમાંથી આપણી જ્ઞાતિને તારવા માટે ધર્મ, વિદ્યા, તેમજ વીરતા ભર્યા વ્યવસ્થિત નિયમોનો સત્વર પ્રચાર થાય, એવા ઉપયોગી ઠરાવો પસાર કરીને. પ્રેમના જયઘોષ વચ્ચે કુળદેવી ઉમિયા માતાજીની હજારો કંઠના એકત્ર સંયોગથી જય બોલાવીને, પ્રેમભર્યા પ્રચંડ કરતલ ધ્વનિ અને આનંદના અવાજો વચ્ચે મહાસભાનું કાર્ય પરિપૂર્ણ થયું. આ પરિષદની વીરતા ભરી સફળતાએ નારાયણજીભાઈના લાંબા વખતથી ધુંધવાતા હૃદયને પહેલવહેલું ઠાર્યું, શાન્ત કર્યું.

## શુદ્ધિ પ્રકરણની શુભ શરૂઆત :

કરાંચીની બીજી પરિષદની કાર્યની સફળતાનો સાક્ષાત્કાર થવાનો સમય આવ્યો. કચ્છ દયાપર નિવાસી ભાઈઓ સિંધમાં ધંધાર્થે ગયેલા ભાઈ કાનજી કેશરા સુખી તથા નારાયણ રૈયા લીંબાણી વિગેરે ભાઈઓ ત્યાંથી કરાંચીની બીજી પરિષદમાં પધારેલા ત્યાં તેમના હૃદય ઉપર પડેલી પરિષદના કાર્યની છાપના પ્રતાપે પીરાણા સતપથ ધર્મના ઉપર મનમાં આવેલા તિરસ્કારથી અને પોતાના મનની શંકાઓનું સમાધાન થવાથી પીરાણા સતપંથ ધર્મને છોડી હિંદુ સનાતન ધર્મ અંગીકાર કરવાની જીજ્ઞાસા ઉત્પન્ન થઈ. આ

બંને ભાઇઓ અગાઉ ચુસ્ત પીરાણા સતપંથી હતા, પરંતુ પરિષદથી ચારેક માસ પહેલાં નારાયણજીભાઇને ખાસ ધર્મ-ચર્ચા બાબતે મલ્યા હતા. નારાયણજીભાઇએ પીરાણા સતપંથની પોલ તેમજ આપણા સાચા ધર્મના તત્ત્વો સમજાવી તેમના મનનું સમાધાન કર્યું હતું. નારાયણજીભાઇના સમાગમથી તેમની આંખો ઉઘડી. પ્રાયશ્ચિત કરવાની નિશ્ચયપૂર્વક તેમણે પ્રતિજ્ઞા લીધી અને કરાંચીની બીજી પરિષદમાં રસપૂર્વક ભાગ લીધો.

બીજી પરિષદ પછી ગામશ્રી દયાપરમાં પોતાના કુટુંબીભાઇઓ, સંબંધીઓ, સગાંઓ, વિગેરે સાથે મળી દેહ-શુદ્ધિ પ્રાયશ્ચિત કરાવીને પાવન થવાનો પોતાનો સંકલ્પ શ્રી નારાયણજીભાઇને ઘાટકોપરમાં જણાવ્યો. સાથે સાથે એમ પણ જણાવ્યું કે અમારી સાથે તમો કચ્છમાં અમારા ગામ દયાપરમાં આવો કારણકે અમો ઘણા ભાઇઓ કુટુંબ સહિત દેહશુદ્ધિ પ્રાયશ્ચિત કરાવવાની ઉત્કંઠા ધરાવીએ છીએ. ત્યારે નારાયણ-જીભાઇએ તેમને વચન આપ્યું કે અમો થોડા જ વખતમાં દેશમાં આવવાના છીએ, ત્યારે તમારે ત્યાં જરૂર આવશું.

## દયાપરમાં વેદ ધર્મ સ્વીકાર :

મુંબઇથી દેશમાં આવ્યા બાદ થોડા જ દિવસોના અંતરે દયાપર નિવાસી ભાઇઓ નારાયણજીભાઇને બોલાવવા વિરાણી આવ્યા. નારાયણજીભાઇ, જ્ઞાતિ સુધારક મંડળના ઉત્સાહી કાર્યકર્તા ભાઇઓ સાથે દયાપર ગયા. ત્યાં તેમનો દયાપરના ભાઇઓએ સારો સ્નેહપૂર્વક સત્કાર કર્યો. અને પોતે

દેહશુદ્ધિ પ્રાયશ્ચિત કરાવવાના છે એમ જણાવ્યું. એ વખતે નારાયણજીભાઇએ દયાપરના ભાઇઓ તથા બહેનોની હાજરીમાં ભાવિ આપત્તિઓની સમજ પાડીને કહ્યું કે-'જો તમારામાં સર્વ સંકટો સહન કરવાની પૂર્ણ શક્તિ હશે તોજ આવું મહાન કાર્ય કરી શકશો. નહિ તો હમણાં થોડા દિવસ રહીને પછીથી તેમ કરજો'' આ બધી વાતો સમજાવ્યા પછી પણ જ્યારે તેમણે ત્યાં હાજર રહેલા સર્વ ભાઇ બહેનોનો મકકમ-અડગ નિર્ધાર જોયો અને તેમાંય ખાસ કરીને દયાપરની બહેનોની ધર્મ તરફ ભક્તિ અને દ્દઢતા જોઇ, ત્યારે તેમને દયાપરવાસીઓના ધર્મપ્રેમ માટે પૂર્ણ ખાત્રી થઇ.

સંવત ૧૯૭૯ના પ્રથમ જેઠ સુદ ૫ નાં માંગલિક પ્રભાતે શ્રી ગઢશીશા નિવાસી પંડિત શ્રી પારાશર શર્માના હાથે અસાધારણ ધામધુમથી વૈદિક વિધીએ; દેહ શુદ્ધિ પ્રાયશ્ચિત કરાવીને એકસો ત્રેસઠ ભાઇ બહેનોનો સમુદાય પરમ પવિત્ર સનાતન વૈદિક ધર્મનો અંગીકાર કરી શુદ્ધ થયો આ શુભ સમારંભમાં ઘણા વિદ્વાન બ્રાહ્મણો સાથ આપવા પધાર્યા હતા. તદુપરાંત શ્રી માતાજીના મડવાળા સનાતન ધર્માગ્રહી રા. રા. જટાશંકર કાળીદાસ તથા લખપત બંદરના વહીવટદાર સાહેબ તથા ફોજદાર સાહેબ તેમજ આસપાસના ગામોના હિન્દુ જ્ઞાતિના સદ્‌ગૃહસ્થો, તથા સ્વજ્ઞાતિના સેંકડો ભાઇ બહેનોએ ઉમળકાપૂર્વક ભાગ લીધો હતો. આ અભૂતપૂર્વ પ્રસંગના તાજા શુભ સમાચાર લઇને નારાયણજીભાઇ, તથા અન્ય કાર્યકર્તાઓ મુંબઇ પાછા આવ્યા.

## ઘાટકોપર મુંબઈમાં શુદ્ધિનો પડઘો :

દયાપરવાસીઓએ, પવિત્ર વૈદિક ધર્મની દીક્ષા સ્વીકારીને, જે અપૂર્વ વિજય મેળવ્યો હતો, તેના પ્રચંડ ડંકા છેક મુંબઇ, કરાંચી વિગેરે સ્થળોમાં પણ પોતાના પડઘા પાડી રહ્યા હતા. સં ૧૯૭૯ ના અષાઢ સુદ ૧ ને દિવસે શ્રી કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિ સુધારક યુવક મંડળની સભામાં કચ્છના છેક પશ્ચિમ છેડે જ્ઞાતિના ક્રુર આગેવાનોના જુલમી વાતાવરણમાં ધાર્મિક પરતંત્રતા ભોગવતા, કોઇ પણ જાતની ધાર્મિક કેળવણી કે પ્રચાર વગર પહેલ કરનાર વીરપુરૂષો અને વીરાંગનાઓના વૃતાંતોની અત્યંત રસભરી ચર્ચા થઇ. તેથી ઘાટકોપર નિવાસી યુવક મંડળ સમક્ષ પોતાને જ્ઞાતિ સુધારક તરીકે ઓળખાવતા ભાઇઓને અત્યંત શરમ થઇ અને વાયદાઓ કરવાનો હવે અવકાશ રહ્યો નથી એમ લાગવાથી બીજે જ દિવસે દેહશુદ્ધિ પ્રાયશ્ચિત કરવાનું નક્કી કરીને સભા સમાપ્ત થઇ.

બીજે જ દિવસે ઘાટકોપરના બસો ભાઇઓના એક વિશાળ સમુદાયે હળવદ નિવાસી શુકલ છગનલાલ કાનજી જેવા વિદ્વાન બ્રાહ્મણો હસ્તક વૈદિક વિધીએ દેહશુદ્ધિ પ્રાયશ્ચિત સ્વીકારી, ઉપવિત સંસ્કાર અને વૈદિક જીવનને અપનાવી લીધા. આ માંગલિક પ્રસંગને સારી રીતે ઉજવવા માટે અમદાવાદવાસી જ્ઞાતિબંધુ ભાઈ મગનલાલ ગોવિંદલાલે એ સઘળા સંસ્કારપ્રાપ્ત સમુદાયને પોતાના તરફથી ઉત્સાહભેર એક મિષ્ટાન ભોજનનું જમણ આપ્યું હતું. આવી રીતે પ્રાયશ્ચિત વિધીનું કામ સર્વત્ર ખુબ જોરશોરથી ચાલી રહ્યું હતું.

## લક્ષ્મણ કાકાને ચેલેંજ :

પીરાણા સતપંથ ધર્મ—એ મુસલમાની ધર્મ છે તેને જો હિન્દુ ધર્મ છે એમ તે વખતના મુજાવર કાકા લક્ષ્મણ કરમશી પુરવાર કરી આપે તો રૂા. ૧૦,૦૦૦ અંકે દસ હજાર રોકડા આપવાની નીચે પ્રમાણે ખુલ્લી ચેલેંજ સ્વ. નારાયણજી-ભાઈએ કરેલી.

"લક્ષ્મણ કાકાને હું નીચે પ્રમાણે ચેલેંજ કરૂં છું.

(૧) તમે જન્મ વખતે કદાચ કડવા પાટીદાર હશો પણ હવે કણબી કે પાટીદારની જ્ઞાતિમાંથી વટલીને ઉતરી ગયેલા છો. મુમના સીવાયના કચ્છ કે ગુજરાતના કણબીઓ તમને કોઈ દિવસ સાથે બેસાડી જમાડે જ નહિ. એટલે તમારા કહેવા પ્રમાણે તમે કડવા, લેવા કણબી હવે રહ્યા નથી.

(૨) પીરાણા સતપંથ ધર્મ એ હિન્દુ ધર્મ નથી. હિન્દુ ધર્મ-ની અનેક શાખાઓ છે, તેના ધર્મગુરૂઓ પણ છે, અને તે કોઈ ઇમામશાએ ચલાવેલા તમારા પંથને હિન્દુ ધર્મ તરીકે સ્વીકારતા જ નથી.

(૩) જે કણબીઓને તમારા ઇમામી મીશનની પૂરેપૂરી માહિતી નથી તેમને તમે પીરાણા સતપંથ એ હિન્દુ ધર્મ છે. એમ ખોટી રીતે મનાવો છો, અને કચ્છના અમારા

જ્ઞાતિભાઇઓના પૈસાનો એ મુમનાપંથમાં ઉપયોગ કરો છો. તે ઘણી વખત તમારૂં કાકાપણું ટકાવી રાખવા અને કચ્છના કણબીઓને મુમના બનાવવા અને મુસલમાની રાહ ઉપર લઈ જવા અત્યાર સુધી વાપરતા આવ્યા છો.

(૪) ઉપર જણાવેલ ત્રણે આક્ષેપ તદ્દન જુઠા છે એવું તમે કોર્ટ મારફત અથવા સનાતન હિન્દુ ધર્મના આચાર્યો મારફતે એટલે હિન્દુ ધર્મશાસ્ત્રની રાહે સાબિત કરી આપો તો હું રૂા. ૧૦,૦૦૦/– અંકે રૂપિયા દશ હજાર આપવાને તૈયાર છું.અને એ વાત તમે જો ન સાબિત કરી શકો તો રૂા. ૧૦,૦૦૦/– અંકે રૂા. દશ હજાર તમારે મને આપવા માટેની જવાબદારી માથે સ્વીકારવી જોઇએ. નહિ તો પછી જણાવેલ આક્ષેપો તમને કબુલ છે. એમ અમારા સુધારકો અને અમારૂં મંડળ માનતું આવ્યું છે, તે વાત જાહેર રીતે માન્ય છે એમ દરેક જણને માનવાનું ચોક્કસ થઇ જશે. આ ચેલેન્જનો જવાબ આ નિબંધ તમને પહોંચ્યા પછી એક મહિના સુધીમાં આપવાની તમને છૂટ છે.”

ઉપરોક્ત ચેલેન્જનો ખરાખોટાપણાનો કોઈ જવાબ કાકા અથવા પીરાણાના સૈયદો આપવાને બહાર પડયા નથી.

આ ચેલેન્જ અને અન્ય અનેક માહિતીઓ “એક પ્રાસ્તાવિક નિબંધ” નામની પુસ્તીકામાં છપાઈને પ્રગટ થઇ છે.

## કચ્છ પાનેલીમાં શુદ્ધિ :

દયાપરવાસી ભાઈબહેનોના ભગીરથ પ્રયાસોથી પાનેલી રવાપર વિગેરે કચ્છના અનેક ગામોમાં પીરાણા સતપંથ વિરૂધ્ધ અસાધારણ ખળભળાટ શરૂ થયો. તેમની વેદવાણીની વિરહાક કચ્છના અનેક ગામોમાં વાગી રહી અને તેના પ્રથમ પડઘા દયાપર પાસેના પાનેલી ગામે પડયા. દયાપરવાસી ભાઈબહેનોની હીલચાલથી પાનેલીના સોળ કુટુંબો પ્રાયશ્ચિત-પૂર્વક સંસ્કાર લેવાને તૈયાર થયાં સોળ ઘરના બધા મળી સડસઠ માણસોએ નિડરતાથી પીરાણા સતપંથનો પરિત્યાગ કરી પાંખડી પટેલો અને અધમ આગેવાનોના જુલમની ઝોસરી હૃદયબલપૂર્વક છિન્નભિન્ન કરીને ફેંકી દીધી અને ખીચડીઆ પંથનો બહિષ્કાર કરી, પવિત્ર સનાતન, હિંદુ ધર્મની તેમણે દીક્ષા લીધી. હજારો પીરાણા સતપંથીઓની આંખો સામે તેમની દેખતી આંખોમાં ધૂળ નાખીને સુધારકોની જરા પણ મદદ વિના આ મુઠ્ઠીભર પાનેલીવાળાઓએ આ પવિત્ર કાર્ય પાર પાડયું.

તેમાંય પાનેલીના પટેલ રામજીભાઈ રાજાભાઈ નાથાણીના ધર્મપત્નિ અને મુખી પટેલ ખેતા જીવરાજના વીરપુત્રી કંકુબાઇએ તો રંગ રાખ્યો. કંકુબાઇએ પણ પોતાના પતિ સાથે સહમત થઇને પાખંડી પીરાણા સતપંથના સડેલા અને ખખડી ગયેલા કુટિલ કિલ્લાનો કમ્મર કસીને પરિત્યાગ કર્યો. માતાપિતાની ઘણી સમજાવટ છતાં બહેન

કંકુબાઇએ હાથ ધરેલાં શુદ્ધિના પવિત્ર હથિયારો છોડયા નહીં. ખાનાના મુખીની જ છોકરી જો સુધારાવાળાઓ સાથે મળીને વંઠી જાય, તો તેની એકવીસ પેઢીઓ દોજખમાં જ જશે, એમ જણાવીને બળજબરીથી પણ એ ધર્મ પરિવર્તન એકદમ અટકાવી દેવાની પીરાણા સતપંથના ગઢેરાઓએ ખેતા મુખીને સલાહ આપી અને એ કામમાં ખાનાની દોલત તેમજ સેના તેને પોતાનાથી બનતી મદદ કરશે એમ જણાવ્યું. ખેતા મુખીએ તથા તેના કુટુંબે એકત્ર થઇને કંકુબાઇને દરેક રીતે સતાવી, ડરાવી, ત્રાસ આપ્યો. પણ કંકુબાઇએ તો પોતાના સૌભાગ્ય કંકુ સ્વરૂપ પતિની સાથે સત્ય વેદને જ વળગી રહેવાનો પોતાનો નિશ્ચય જણાવી એક પ્રતાપી સતીના જોરદાર વર્તનથી પીયરીઆમાંના ટોળાંને દમ ભીડાવી છકકજ કરી નાખ્યાં. પોતાના માતાપિતાને એ દેવીએ સ્પષ્ટ જણાવ્યું કે મારા કદાચ ટુકડેટુકડા કરી નાખશો તો પણ હું તમારા પંથની પાપી છાયામાં ઉભી રહેનારી નથી. છેવટે ખેતા મુખીએ પોતાનાં પુત્રી-જમાઇને મરેલાં જણાવી તેમની રૂબરૂ જ તેમના નામનું સ્નાન કરી નાખ્યું અને પોતાના તરફથી કંકુબાઇને આપવામાં આવેલ સઘળા દરદાગીના ઉતરાવી લીધા. એ દરદાગીના તેમજ પિતાનાં ઘરના કપડાં લતાં શુદ્ધાં બહેન કંકુબાઇએ તરત જ ઉતારીને ફેંકી દીધાં. અને પોતાનો પીયરીયાં સાથેનો સઘળો સંબંધ આંખે વહેતાં આંસુઓ વચ્ચે એક માત્ર પોતાના પવિત્ર ધર્મને ખાતર પૂરો કીધો ધન્ય છે, એ દેવી સ્વરૂપ બહેન કંકુબાઇને, જયારે એક કણબી

દિકરીની આ વીરતાની વાતો દેશ વિદેશમાં પહોંચી, ત્યારે આપણી જ્ઞાતિમાં અસાધારણ ઉત્સાહ ફેલાઈ રહ્યો.

આ વીરરસની અલક ધારાએ પરદેશોમાં વસતા પટેલ ભાઈઓની નશોમાં પણ વીરતાના પાણી ચડાવ્યાં અને ઘાટકોપર તેમજ માટુંગા ખાતે ઘણા ભાઈઓએ તરત જ આળસ અને પ્રમાદને તિલાંજલિ આપી સારા વિદ્વાન પંડિતોને બોલાવીને દેહશુદ્ધિ પ્રાયશ્ચિત કરાવી, વેદોધિકાર મેળવ્યો.

## ત્રીજી પરિષદની તૈયારી :

અજ્ઞાન અને અન્યાયના અંધારપટમાં ઘેરાયેલી કચ્છની છેક જ ગરીબ–મજૂર ભોળી પ્રજા જાગી અને શુદ્ધિ સંસ્કારથી પાવન થઈ. ત્યાંના ઘણા ભાઈ બહેનો પવિત્ર વેદ ધર્મનું શરણ લેવા લાગ્યાં. પરંતુ હજુ સુધી મંડળોના કાર્યકર્તા તેમજ સભાસદોમાં જ ઘણા ખરા શુદ્ધિથી પાવન થયા ન હતા ત્યારે પરિષદમાં ભાગ લેનારની તો વાત જ શી કરવી ? પરંતુ ત્રીજી પરિષદ જો હવે મુંબઈમાં ભરાય તો મંડળના ભાઈઓને તેમજ પરિષદમાં મોટાભાઈ બની ભાગ લેનારા જ્ઞાતિબંધુઓને શરમના માર્યા પણ શુદ્ધિ સંસ્કાર સ્વીકારવા વગર છૂટકો નથી. એટલે આજ સુધીના કાર્યો તો પીરાણા સતપંથના ઝેરી ઝાડનું ભયંકર સ્વરૂપ આંકી બતાવનારી વાતો કરવાનાં જ થયાં હતાં, પરંતુ એ વિષવૃક્ષના મૂળમાં તીવ્ર આઘાત કરનારો કુહાડો તો મુંબઈની પરિષદ જ ઉઠાવી શકશે.

## કુચ્છી કડવા પાટીદાર યુવક મંડળનું ત્રીજું સંમેલન :

ઘાટકોપરના સ્વચ્છ વાતાવરણમાં વેલજી શેઠની સુંદર વાડીની વિશાળ ખુલ્લી જગ્યામાં ઉભો કરેલો ભવ્ય અને ભભકાદાર મંડપ; વિક્રમ સંવત ૧૯૮૦ ના ચૈત્ર સુદ ૧૪, (તા. ૧૪-૪-૨૪) થી આરંભી ચારચાર દિવસો સુધી પરિષદનાં મંગલ સ્તોતોનો અને અમલમાં મૂકાતા સત્કાર્યોના જયઘોષોથી ગાજી રહ્યો હતો. મુંબઈ અને તેની આસપાસ વસતા જ્ઞાતિભાઇઓ તેમાં મોટી સંખ્યામાં હાજરી આપી રહ્યા હતા. એ ઉપરાંત ઇતર જ્ઞાતિના બ્રાહ્મણ, ભાટીયા, લોહાણા, વાણીયા, સુતાર, લોહાર વિગેરે જાતિના અનેક પ્રતિષ્ઠિત ગૃહસ્થોની, મુંબઈના પ્રખ્યાત પંડિતો, સાક્ષારો અને રિપોર્ટરોની પણ મોટી સંખ્યા, પરિષદનું કાર્ય જોવાને ઉત્સાહથી ત્યાં એકત્ર થઇ હતી.

સ્વાગત મંડળના પ્રમુખ, ભાઇશ્રી વિશ્રામભાઈ દેવજી પટેલ વિરાણીવાળાનું સારગર્ભિત વ્યાખ્યાન ચાલ્યું. એ ભાઇએ નારાયણજીભાઇનાં હૃદયની ઉગ્ર ઇચ્છાને માન આપી, પોતાના પહેલાં વ્યાખ્યાનમાં જ પીરાણા સતપંથના પ્રબળ પાપી સંસર્ગનું કાળું કલંક ધોઈ નાખવાનો અને અધર્મી આગેવાનોનાં અન્યાયી અંકુશની ધુંસરીમાંથી સત્વર છૂટા થવાનો ભાર મૂકી તેને આગ્રહ કર્યો હતો. એ સિવાય જ્ઞાતિમાં ચાલતી દુષ્ટ રૂઢિઓનાં જાલીમ દોરને નાબૂદ કરી.

પ્રગતિ અને પુનરૂદ્ધારને પંથે આપણો ક્ષત્રિય જ્ઞાતિરૂપ આગળ વધે, એવા સરલ અને વ્યવહારિક માર્ગો સમજાવ્યા હતાં, ત્યાર પછી જ્ઞાતિપ્રેમ અને સાહિત્ય-વિલાસી સમારંભ પ્રમુખ શેઠ અંદુલાલ મણીલાલ દેસાઇ વીરમગામ વાળાનું પ્રૌઢ વિચારો અને લાગણીનાં ઉછળતાં પૂરથી ઉભરાતું મનનીય વ્યાખ્યાન ચાલ્યું બન્ને પ્રમુખોનાં ભાષણો પછી તેત્રીસ સભ્યોની કાર્યકારિણી કમિટી નીમાઇ.

## કાર્યકારિણી કમિટીની બેઠક :

રાત્રે કાર્યકારિણી કમિટીની બેઠકમાં પરિષદનાં નિયમો ઉદ્દેશો અને બંધારણ તથા ધારાધોરણ નક્કી થયા પછી રજુ કરવાના આવશ્યક ઠરાવો ચર્ચાયા. નારાયણજીભાઇએ સૂચના કરી કે આપણો મૂળ હેતુ પીરાણા સતપંથ અને આગેવાનોના અધર્મ તેમજ જુલ્મનો તીવ્ર વિરોધ કરવાનો છે. એ મહા પાપો અને ત્રાસદાયક સ્વછંદી સતાઓનો દોર આપણે જડ-મૂળથી નાબુદ ન કરી શકીએ, તો આ હજારો ભાઇઓનો પ્રયાસ, તેમનો અમૂલ્ય સમય, પૈસા અને બુદ્ધિનો આપણે અપવ્યય જ કર્યો કહેવાય. એ પાપો અને જુલ્મોથી આપણે ડરતા રહીએ ત્યાં સુધી જ્ઞાતિનું કંઇ પણ શાશ્વત કલ્યાણ આવી સેંકડો પરિષદો ભરવાથી પણ થવાનો નથી. માટે સતપથ અને આગેવાનોના અધર્મ—અન્યાય વિરૂધ્ધના ઠરાવો શરૂઆતમાં જ મૂકાવા જોઇએ, તેમજ પ્રતિજ્ઞા પત્રક પર સહી કરનારને જ આ પરિષદમાં બોલવાનો અધિકાર રહેવો જોઇએ જેથી સમય ફોકટ ન જાય, અને પરિષદનો

હેતુ સર્વથા સફળ થાય. એ વિચાર સર્વાનુમતે નક્કી થયો ત્યાર પછી વિષયવાર ઠરાવોની યોજના કરીને કાર્યકારિણી કમિટી મોડી રાતે વિખેરાઇ.

કાર્યકારિણી કમિટીમાં નક્કી થયેલ જ્ઞાતિહીતના ઠરાવો અનુક્રમે પરિષદની ખુલ્લી બેઠકમાં રજુ કર્યા અને એ ઠરાવો પસાર કરાવવામાં અને પરિષદદેવીની સફળતામાં નારાયણજી-ભાઈ અને મગનલાલ ગોવિંદલાલ પરીખની બંધુ જોડલીની દાખલા દલીલો રજુ કરવાની શક્તિ, વાણીપ્રભા, ઉત્સાહ અને કાર્યદક્ષતાનો મુખ્ય હિસ્સો હતો. બલ્કે ત્રીજી પરિષદની સફળતાને વિજયનું કારણ તેઓ જ હતા.

પરિષદના ત્રીજા દિવસે અન્યાયી આગેવાનોના જુલ્મનો વિરોધ દર્શાવનારો ઠરાવ રજુ થયો. તેના પર જોરદાર વ્યાખ્યાનો થયાં, અને તે સર્વાનુમતે પસાર થયો. આગેવાનોના જુલ્મનો નિષેધ કર્યા પછી, મૃત્યભોજન નિષેધ સ્ત્રી કેળવણી જેવા ઠરાવો ચર્ચાયા હતા અને તેમાં પણ પ્રસંગોપાત પીરાણા સતપંથને કારણે એવી દુષ્ટ રૂઢિઓને મળતાં ઉત્તે-જનની બારીક નોંધ પણ લેવાઇ.

ત્યારબાદ બાળલગ્નોના હાનીકારક રિવાજ ઉપર કેટલાક સમર્થ વક્તાઓનાં છટાદાર વ્યાખ્યાનો થયાં. એ ઠરાવ ઉપર લોહાણા ગૃહસ્થ ભાઈશ્રી વસનજી દયાળજી ગણાત્રા ("વસંત") એ પોતાના હૃદયવેધક માર્મિક વ્યાખ્યાનમાં વૈદિક લગ્નનું બંધારણ અને તેના પવિત્ર નિયમો સમજાવી જણાવ્યુ

કે પીરાણા સતપંથમાં વટલેલા મુનનાઓની દશા ભોગવનારાને વેદનો અધિકાર જ નથી અને વેદો માન્ય પણ નથી. એ લગ્નોથી પવિત્રતા જાળવવા માટે પીરાણા સતપંથ દૂર કરવાની દૃષ્ટાંતો સહિત દલીલો રજૂ કરી. તેમની શબ્દે શબ્દે હૃદયમાં જવાળા જગાડનારી વીરવાણી, સભાજનોનાં ચેતનને એવા વિશુદ્ધ વાતાવરણમાં ખેંચી ગઈ કે આપણા સઘળા ભોળા જ્ઞાતિભાઈઓનાં ભાવભર્યા હૃદય એ વાણી સાંભળીને આખરે ઉથલી જ પડયાં

એજ વખતે ચાલતાં ભાષણની વચ્ચે, વાલજીભાઈ વસ્તા વિથોણવાળાએ આંસુભીની આંખે, સભામંડમાં તરત ઉભા થઈને પાઘડી ઉતારી પ્રતિજ્ઞા કરી કે, "**દેહશુદ્ધિ પ્રાયશ્ચિત લઈ, મારી જાતને પાવન કરી, વેદધર્મનો અંગીકાર કર્યા પછી જ હું મારે માથે આ પાઘડી પહેરીશ.**" એ શુદ્ધ હૃદયની મર્મભેદી પ્રતિજ્ઞાના સાદા પવિત્ર શબ્દોએ, જ્ઞાતિભાઈઓનાં હૃદયમંદિરનાં દ્વારો એકદમ ખુલ્લા કરી દીધાં.

એજ વખતે પંડીત કાર્ત્તિકે, પોતાની પ્રેમભીની જોરદાર વાણીથી સૌ ભાઈઓને નબળાઈ કે આનાકાની છોડી દઈ, સત્યના પવિત્ર માર્ગમાં સામેલ થવાને, તરત જ પ્રતિજ્ઞાઓ લેવાને ઉત્તેજીત કર્યા. સભાજનોનાં અંતઃકરણ એ વેધક વચનોથી છેક જ પીગળી ગયાં. સભાજનોનો ઉત્સાહ વધારવા પંડિત કાર્તિકે પાછા ઊભા થઈને સભામાં એકત્ર થયેલા

સઘળા પાટીદાર ક્ષત્રીવીરો પાસેથી, સ્વધર્મ સ્વીકારની એક બ્રાહ્મણ તરીકે ભીક્ષા માંગી અને એ પાપી પંથનો એક પગવારની પણ ઢીલ કર્યા વગર, તરતજ પરિત્યાગ કરી દેવાની આગ્રહસહિત ભલામણ કરી.

સભાનો આત્મા પવિત્ર ધર્મભાવનામાં ગળીને એકરૂપ થયો. સાગર જેવી આપણી ચાત્રિય જ્ઞાતિમાં હૃદયસ્પર્શી લાગણીઓનાં મોજાં ઉછળવાં લાગ્યાં. વીરબંધુઓ રડતી આંખોએ, એક પછી એક ઉભા થઈને, પાવન થવાની પ્રતિજ્ઞાઓ લેવા માંડયા. તેમનાં ભોળાં અને પોચાં હૃદયમાંથી જમાનાઓ થયાં ગુંથાઈ ગયેલી વિધર્મી પીરાણાની ગાંઠો તડોતડ તૂટી જવા લાગી પૂર્વજોની પ્રતિભા એકાએક જાગી ઉઠી. પ્રતાપી રામચંદ્રના પવિત્ર વંશજો, એ વીર વડીલોનાં પરાક્રમોને યાદ કરીને; ભય, સંકોચ અને વીરતાથી તિલાંજલિ આપવા લાગ્યા. પવિત્ર વિચારોના પ્રવાહમાં ડૂબકા ખાતું પીરાણાનું પાપ એ વખતે વિનાશની રેલમાં તણાઈ જવા લાગ્યું.

આમ અનેક સહાયકોના આશ્રયથી પરમ કૃપાળુ પરમાત્માની દયા દૃષ્ટિ વડે આશરે સોએક શુદ્ધિની પ્રતિજ્ઞા સ્વીકારનારા સ્વજનોનાં અમૂલ્ય પ્રોત્સાહન વચ્ચે પરમ કૃપાળુ ઉમિયા માતાજીની કૃપાથી તૃતીય પરિષદનું કાર્ય પરિપૂર્ણ થયા પછી, નિયમાનુસાર પ્રતિજ્ઞા કરનારા ભાઇઓએ દેહશુદ્ધિ પ્રાયશ્ચિત કરી પાવન થઇને પોતાનાં પવિત્ર વચનો પાળી બતાવ્યાં.

દેશદેશાન્અરમાં પરિષદના પરિપૂર્ણ થયેલ કાર્યક્રમની જેમ જેમ જાણ થતી ગઈ, તેમ તેમ કચ્છ, કરાંચી, સિંધ, મુંબઈ વિગેરે ભિન્ન ભિન્ન સ્થળોમાં ધંધાર્થે વસતા આપણા જાતિભાઈઓ પીરાણા સતપંથની પ્રપંચજાળમાંથી છૂટા થઈને, વેદધર્મના પતિતપાવન પંથે વળવા લાગ્યા. એવી રીતે સ્વ. નારાયણજીભાઈએ ભગીરથ પ્રયાસો કરી દિવસે દિવસે પીરાણા સતપંથના કાળા કલંકમાં માથાપુર ડુબેલા પોતાના ભાઈઓને સમજાવી, ઉપદેશ આપી શુદ્ધિ સનાતની બનાવવાનું પૂણ્ય હાંસલ કર્યું યાને પોતાની ફરજ અદા કરી.

કચ્છની કડવા પાટીદાર ક્ષત્રિય જ્ઞાતિ પીરાણા સત-પંથ ધર્મને માનવાથી મુસલમાન થવાની અણીએ પહોંચેલી, ત્યારે ઘોર ઉંઘમાંથી જગાડીને જાગૃત કરી, વિધર્મીઓના હાથે વટલાએલાને બચાવવાનો સ્વ. નારાયણજીભાઈએ સફળ પ્રયાસ કરી આપણી જ્ઞાતિ તેમજ હિન્દુ સંસ્કૃતિનો બહુ મોટો ઉપકાર કર્યો છે.

## પીરાણા સતપંથની પોલનું પ્રકાશન :

જ્ઞાતિ સુધારણાનું કામ હાથ ધર્યે લગભગ ૧૭ થી ૧૮ વર્ષ થવા આવ્યાં ત્યારે પોતે ધારેલા આશય સફળ થતો જોઈને નારાયણજીભાઈને ખૂબ ઉત્સાહ થયો. ઘણી જાત મહેનત અને પુષ્કળ પૈસાના ખર્ચે ભેગા કરેલા પીરાણા સતપંતના હસ્તલેખિત શાસ્ત્રો તથા અન્ય સાહિત્યનો જે બહોળો જથ્થો પોતાના હાથમાં હતો, તેનો યથાર્થ ઉપયોગ થાય, એના

વાંચનથી તે પંથમાં શું શું રહસ્ય છે તેને અન્ય જનતા બરાબર જાણે વાંચે અને સમજે એ હેતુથી હજારો રૂપિયાના ખર્ચે જ્ઞાતિ સેવાર્થે "પીરાણા સતપંથની પોલ" નામક એક ઐતિહાસિક પુસ્તક હિન્દુ ધર્મ અનુયાયીઓ માટે ઘણા અગત્યના પુરાવા રૂપ પ્રગટ કર્યું.

આ પુસ્તકના પ્રકાશન થી પીરાણા સતપંથના કબ્રસ્તાન માં ખુબ ખળભળાટ મચ્યો. સૈયદોની પ્રેરણાથી કાકાઓએ તથા કચ્છના કણબી જ્ઞાતિના પીરાણા સતપંથને માનવાવાળા સ્વાર્થી આગેવાનોએ મળીને પીરાણા સતપંથ ની પોલ જપ્ત કરવાની દોડાદોડ કરી મુકી પણ જેણે સત્ય ઇતિહાસ બહાર પાડયો હતો તેને કાંઇ બીવાનું કારણ ન હતું પીરાણાવાળાને કયાંય ઉભવાની જગ્યા મળી નહી આખરે અમદાવાદના કલેકટર સાહેબની ઓફીસથી મળેલા નકારથી પાછા પડેલા પીરાણા સતપંથી સૈયદો, કાકાઓ અને આગેવાનો પીરાણામાં પાછા જઇને હાદર બેગની હજુરમાં બેસી રોઇ રડીને છુટાં પડયા.

આમ જ્ઞાહિહિત અને સુધારણા માટે નારાયણજીભાઇ કેટકેટલી તકલીફો વેઠીને સાથોસાથ પોતાના ખીસ્સાનું ધન ખર્ચીને જ્ઞાતિના ઉદ્ધાર માટે ભગીરથ કાર્યમાં આજીવન રચ્યાપચ્યા હલ્રા તેરણે નીડરતાથી સં ૧૯૮૨માં પીરાણામાં લક્ષ્મણ કાકાના અવસાન પછી મુજાવરપણાની (ટીલાયત કાકા) પાઘડી પામેલા રામજી કાકાને પત્રો લખી જ્ઞાતિ પ્રત્યેની ફરજ અદા કરવાની સલાહ તેમજ ખોટા પ્રપંચો છોડી સાચે રાહે આવવાની ચેતવણી આપેલી.

તેમણે વચલા પાંચાડાના ગામ વિરાણી, નખત્રાણા, કોડડા, દેવીસર, અરલ વિગેરે આઠ ગામવાળા સુધારક ભાઈઓનો સાથ લઈને રામજી કાકાને તથા પીરાણા સતપંથી આગેવાનોને પડકાર્યા હતાં. રામજી કાકાની ઉપર કરેલા આક્ષેપોના જવાબ માગવા માટે ગામશ્રી ખોંભડીના બહાદુર ભાઈઓ જેવા કે ભાઈ નારાયણ શિવજી વાઘડિયા તથા માધવજી ભીમજી ભગત વિગેરે ભાઇઓનો પણ સાથ લઇ પીરાણા સતપંથી જ્ઞાતિના આગેવાનોની રૂબરૂમાં રામજી કાકાની હરામખોરી અને આત્મ નબળાઈને ઉઘાડી પાડી જ્ઞાતિના અજ્ઞાન ભાઈઓની આંખો ઉઘડી.

## જ્ઞાતિ સુધારાની કાર્ય સિદ્ધિમાં વિક્ષેપ :

જ્ઞાતિ સુધારાની મહાન કાર્ય સિદ્ધિમાં દુર્ભાગ્યે વિક્ષેપ ઉભો થયો. એક વખત દેહશુદ્ધિ પ્રાયશ્ચિત કરાવી પાવન થયા પછી ગમે તે કારણે, આત્મબળના અભાવે અથવા કૌટુંબિક ક્લેશને કાબુમાં ન લઇ શકવાથી કે પછી ગમે તે એક કે અનેક કારણોને લીધે પાછા પીરાણા સતપંથીઓ સાથે જઇ ભળ્યા. દેહશુદ્ધિ બગાડી આત્મશ્રદ્ધા ખોઇ બેઠેલા ભાઇઓ પોતાને મનથી સુધારાવાળાના મોટા અગ્રેસર ગણી બેઠેલા સુધારાના ઉચ્ચ આસનેથી ચલિત થયા પછી નજીવાં પ્રકરણો હાથમાં લઇને અંગત વેરઝેર વધારી અનેક પ્રકારના વિક્ષેપો ઉભા કરી પોતાના હાથ નીચે પરદેશમાં ધંધાર્થે આવેલા ગરીબ અજ્ઞાન ભાઇઓને ઉંધા પૂંછડા પકડાવીને, પોતાની લાગવગ નીચે અનેક નવાનવા

પક્ષો સ્થાપી, જ્ઞાતિના સુધારાના કાર્યમાં મોટામાં મોટો દ્રોહ કરી મોટી હાની પહોંચાડી છે.

જ્ઞાતિ સુધારાના મહાન કાર્યમાંથી પીછેહઠ કરી પક્ષો ઉભા કરવાની પેરવીમાં પ્રવીણ બનેલા અમુક હિતેચ્છુ ભાઈઓ-એ ઉભા કરેલા સગવડીયા સુધારામાં પીરાણા સતપંથ ધર્મના વટાળનો જેવો હતો તેવો ને તેવો અસલ સ્વરૂપમાં અનામત રાખી મુડદાંને જોઈએ તો દફનાવો કે બાળો તે બધું સરખું જ છે તે તમારી સગવડ પ્રમાણે કરો. ખાનામાં ખુશીથી જાઓ. પણ બની શકે તો ગોળી ન પીવી એ તેમની મુનસફી પર રહેવા દીધું. દશોંદ વિશોંદ કે બીજા ખાનાના લાગા આપવા અથવા ન આપવા તે તેમના આત્મબળ ઉપર રહેવા દીધું. આવી જાતની તમામ બાબતોની સગવડ સાથેના સુધારાની ઓથે શ્રી લક્ષ્મીનારાયણ ભગવાનનાં મંદિરો કરાવી અંદર મૂર્તિઓ પધરાવી, હિન્દુ જનતામાં અળખામણા ન દેખાય એટલા માટે સનાતન ધર્મનું પૂછડું પકડાવ્યું. હિન્દુ જન-સમાજ પૂછે તો કહેવા થાય કે અમે તો મંદિર પાર્ટીવાળા છીએ, ઉર્ફે સુધરેલા મમુના.

## વિરાણીમાં મંદિર :

ગામ વિરાણીના સ્થાયી સુધારકભાઇઓ ઘણાં વર્ષોથી સુધારાના કાર્યને ખંતથી આગળ ધપાવી રહ્યા હતા. તેઓને પીરાણા સતપંથનું ખાનું ખસેડી તેના બદલે શ્રી લક્ષ્મીના-રાયણ ભગવાનનું મંદિર બાંધવાની ઉત્કંઠા જાગી.

સગવડિયા સુધારકોએ વિરાણીમાં ઈમામશાખાવાળા પાટવાળા હોલમાંજ મંદિર બંધાવી શ્રી લક્ષ્મીનારાયણ ભગવાનની પ્રાણ પ્રતિષ્ઠા સવંત ૧૯૮૫ શ્રાવણ વદ ૬ના કરાવી. પ્રતિષ્ઠા વખતે નારાયણજીભાઈને તેમજ ખરા સુધારકોને બોલાવવામાં આવ્યા નહીં અને કોઈપણ જાતનો સહકાર લેવામાં આવ્યો નહીં. થોડાજ દિવસોમાં મંદિર પાર્ટીવાળા સુધારકો અને ખાનાવાળા ઓ વચ્ચે અંદરો અંદર તકરારો થવા લાગી અને મામલો કોર્ટે ચડયો મુખ્ય કામ કરનાર સગવડિયા સુધારક પોતે ઘાટકોપર જઈને વસ્યા. તેમને બોલાવવા કાગળો લખ્યા, અને તારો કર્યા પણ પ્રત્યુતર ન આવવાથી નારાયણજી ભાઈને મંદિર પાર્ટીવાળા ભાઈઓ વતીથી સવગણ લાલજી પટેલ તથા લધા વિશ્રામ સોમજીયાણીએ કાગળ લખીને કેસમાં મદદ રૂપ થવા માંગણી કરી.

ઉપરોક્ત પત્રના જવાબમાં સ્વ. નારાયણજીભાઈએ તા. ૧૦-૪-૧૯૩૦ ના રોજ વિરાણીના મંદિરવાલા આગેવાનોને પોતાની સ્થિતિનું ભાન કરાવતો એક વિગતવાર પત્ર લખ્યો. એ પત્રમાં મંદિરના કાર્ય પ્રત્યે સેવેલી ઉપેક્ષાની સચોટ રજુઆત કરતાં લખ્યું છે કે "મારી જન્મભૂમિ બિરાણી, એજ વિરાણીમાં કણબી જ્ઞાતિમાં હું જન્મયો, સમજણો થતાં વિરાણી સતપંથના પાપી પંથનું નિકંદન કાઢવા માટે અનેક સંકટો અને અનેક સિતમો સહન કરી જ્ઞાતિમાં જાગૃતિ આણી, ઘણા જ્ઞાતિના યુવાનોના હૃદયમાં એ પંથનું કાળુંકલંક ધોઇ નાખવાની ધગશ પેદા કરી, જ્ઞાતિ સેવાના કાર્યમાં કામે

લગાડયા. અનેક સભાઓ અને પરિષદો મેળવી જ્ઞાતિમત મેળવ્યો. અને તેના રૂડા પ્રતાપે ખૂદ વિરાણી જાગૃત થયું આજે ૧૨-૧૫ વર્ષથી પીરાણે પૈસો મૂકવાનું જે ગામે હરામ જાણ્યું એટલું જ નહિ પણ ગામના યુવાનોના જોરે ગામમાં મંદિર બંધાયું, મુર્તીઓ પધરાવી તે પ્રસંગે હરેક ગામોને આમંત્રણ અપાયાં. પરંતુ કેટલાક ભાઈઆની મમતથી જે ખરા સુધારકો હતા કે જેમણે આખું જીવન જ્ઞાતિના ભલા માટે ગાળેલું તેવા શુદ્ધિવાળા એકે ભાઇને આમંત્રણ આપવાની ચોખ્ખી મનાઇ થઇ. ખૂદ વિરાણી ગામમાં જે ભાઇઓ હાજર હતા તેમની નામની રોકડ ભેટ સ્વીકારવા જેટલી ઉદારતા પણ ન બતાવવામાં આવી. એ ભૂલ તમને કદાચ અત્યારે નહિ સમજાતી હોય, પરંતુ ભૂલ તો બહુ જ ગંભીર થઇ છે. ખરૂં કહીએ તો એ ભૂલ નથી થઇ પરંતુ મોટો ગુન્હો થયો છે. એ ભવિષ્યમાં તમને જરૂર જણાશે. જેઓ આજે ૨૨ વર્ષ થયાં તન, મન અને ધનથી અનેક જોખમો ખેડી પીરાણા સતપંથ ધર્મનું કાળુંકલંક જ્ઞાતિમાંથી ધોઇ નાખવા સતત પ્રયાસો કરી રહ્યા છે, તેવા ભાઇઓની જ યશસ્વી સેવા કાળ પણ ભૂંસી શકશે નહિ. દુનિયાના ઇતિહાસમાં કચ્છમાંથી પીરાણા સતપંથને નાબૂત કરવાના કાર્યની પ્રથમ શરૂઆત, જેના હાથથી થઇ છે તેને ગમે તેવા ઈર્ષાળુઓ ખોટા ઓપ આપે અથવા તો જ્ઞાતિ સાથે તેમને કંઇ લેવા દેવા નથી એવા વિશેષણો લગાડી, ભોળા ભાઇઓને બહેકાવી મૂકે તેથી કંઇ તેમના કાર્યની કિંમત ઓછી થતી નથી.''

ઉપર પ્રમાણેનો સત્ય ખૂલાસાવાર પત્ર વાંચી વિરાણીના આગેવાનોના મનમાં ઘણો જ ક્ષોભ થયો, પણ જ્યાં પોતે બીજાના હાથમાં પરાધીન બની ચૂકયા હતા. ત્યાં કોઇ ઉપાય ન હતો. છતાં નારાયણજીભાઇએ દેશમાં જઈ કેસ ચલાવવામાં પોતાની શક્તિ અને સમયનો ભોગ આપી ઉલ્ટી રીતે મંડાયેલા કેસને મંદિર પાર્ટીના લાભમાં કરાવવાના દરેક પ્રયત્નો પોતે શરૂ કર્યા. આ કેશથી વિરાણીવાળા મંદિર પાર્ટીના ભાઇઓએ પોતાને થયેલા કેસના કડવા અનુભવથી નિરાશ થયા. તેમ છતાં જેઓને ખરા અંતઃકરણપૂર્વક આગળ આવવું જ છે અને સનાતન હિન્દુ ધર્મનું સાચું રહસ્ય હૃદયમાં સમજાયું છે. તાલાવેલી લાગી છે તેવા ભાઇઓ ગમે તેવા ઉલ્ટા-સૂલ્ટા ઢીલાપોચા પ્રચાર કે ભલામણોનો ન ગણકારતાં આગળ આવે છે. એથી સ્વ. શ્રી નારાયણજીભાઇએ શરૂ કરેલા જ્ઞાતિ ઉદ્ધારના કાર્યનો ગમે તેટલો વિરોધ થવા છતાં એ કાર્ય આગળ ધપતું રહ્યું છે; અને રહેશે તેમાં જરાય સંશય નથી.

## ગુજરાતમાં જાગૃતિ અને સ્વ. નારાયણજીભાઇનું શુભ આગમન :

કચ્છના કડવા પાટીદાર પીરાણા સતપંથી મુમના કણબીઓના થોડાંક કુટુંબો પોતાના પૂર્વજોની મૂળ ભુમિ ગુજરાતમાં અમદાવાદ તથા ખેડા જીલ્લામાં કચ્છમાંથી પાછાં આવીને વસવાટ કરવા લાગ્યાં. ઉદ્યમ તથા ખંતથી પડતર (વેરાન જંગલો) જમીનો તોડી, ખેતીને લાયક બનાવી

તેમાંથી સારી પેદાશ કરવા લાગ્યા. એટલે તેમનું અનુકરણ કરી બીજાં ઘણાં કુટુંબો કચ્છમાંથી આવવા લાગ્યાં. પરંતુ કચ્છમાંથી ઉચાળા ભરીને ભાગ્યા ત્યારે પીરાણા સતપંથ ધર્મના ધામરૂપી ખાનાઓ અને આચાર-વિચાર, પહેરવેશ વિગેરે કલંકો સાથે લેતા આવેલા. તેથી ગુજરાતમાં કાયમનો વસવાટ કરી રહેલ અન્ય હિંદુ કોમોથી તદ્દન અલગ દેખાવા લાગ્યા. તેમજ સ્વાર્થી સૈયદોની તથા કાકાઓની આવજાવ ત્યાં પણ ચાલુ થઇ અને વધી તેથી ત્યાંની દરેક કોમના માણસોમાં વહેમ ઉત્પન્ન થયો અને તેઓ સર્વે આ કણબી જ્ઞાતિને મુસલમાન ધારવા લાગ્યા. તેથી ઠાકરડા અને ઘાંયજા [illegible] કોમના માણસો પણ તેમનો છાંટો સરખો લેતા નહિ. આમ કચ્છીઓ જ્યાં જ્યાં જાય ત્યાં બધી જગાએ હડધૂત થવા લાગ્યા.

આમ દરેક રીતે હડધૂત થવાથી કેટલાક સ્વમાનપ્રિય નવયુવાનોનું શુદ્ધ ક્ષત્રિય લોહી ઉકળી ઉઠયું અને તેઓ ગળે વળગેલા પાપી પીરાણા સતપંથને દૂર ફેંકી દેવાના પ્રયત્નો કરવા લાગ્યા. પ્રથમ ગામ વિરાણીના વતની ભાઇઓએ સુધારાની ચળવળ દેશમાં નજરે જોયેલી અને સ્વ. નારાયણજી-ભાઇના અંગત સંસર્ગમાં રહેલા, એટલે પીરાણા સતપંથ ધર્મનો ત્યાગ કરીને ગુજરાતમાં પ્રથમ કેશરપુરા ગામે (બોરડી ટીંબા) શ્રી લક્ષ્મીનારાયણ ભગવાનના મંદિરની સ્થાપના કરી.

કચ્છમાંથી જેમ જેમ કણબીઓ વધારે આવવા લાગ્યા તેમ તેમ સૈયદો અને કાકાઓની આવજાવ પણ વધવા લાગી.

તે એટલે સુધી કે દરેક કમ્પાઓમાં છડેચોક સભાઓ ભરી કણબીઓને ગુરૂમંત્ર આપવા લાગ્યા. કેટલાક ગામના સમજુ-ભાઇઓને આ સૈયદો અને કાકાઓનું વર્તન રૂચ્યું નહિ, તેથી પોતાના કમ્પાઓમાં સૈયદો અને કાકાઓને આવવા દેવાની બંધી ફરમાવતો ઠરાવ પસારકર્યો.

બંધી ફરમાવ્યા છતાં પણ કેટલાક અંધશ્રદ્ધાળુ ભાઇઓએ જુની પ્રથા ચાલુ રાખી એટલે સૈયદો અને કાકાઓ આવતા બંધ થયા નહિ. આથી સનાતન ધર્મપ્રેમી યુવાન ભાઇઓએ ભેગા થઇ એક જાહેર હેન્ડબીલ પીરાણા સતપંથ ધર્મ વિરૂદ્ધનું તા. ૨૯-૯-૩૬ ના પહેલવહેલું છપાવીને બહાર પાડયું. ત્યાર પછી વ્યવસ્થિત પ્રચાર કરવા માટે "શ્રી કચ્છ કડવા પાટીદાર ભાગ્યોદય સભા" સ્થાપી. તેઓમાંથી અમુક શૂરવીરભાઇઓએ જ્ઞાતિમત કેળવવાના શુભ આશયથી તા. ૧૫-૧૧-૩૬ ના રોજે બીજી પત્રિકા "પીરાણા સતપંથી ભાઇઓને સૂચના તથા સાચી સલાહ" ના નામે છપાવીને જાહેરમાં પ્રસિદ્ધ કરી.

આદ્યસુધારક સ્વ. નારાયણજીભાઇએ એ પત્રિકા વાંચી ત્યારે તેમના આનંદનો પાર રહ્યો નહિ. તેમના અંતરની ઉર્મિઓ ઉભરાવા લાગી, કારણ કે જ્ઞાતિના સુધારક વર્ગમાં કેટલાક અંગત મતભેદોના લીધે મુંબઇ, ઘાટકોપર, કરાંચી, કચ્છ વિગેરે સ્થળોએ સુધારાના કાર્યમાં શિથિલતા આવેલ હતી અને વાતાવરણ પણ ઘણું ગંદુ બનાવી મૂકવામાં આવેલ હતું, ત્યારે ગુજરાતમાં એક નવા ક્ષેત્રની અચાનક શરૂઆત થયેલી જાણી તેમના મનની ગ્લાની ઉડી ગઇ અને પોતાના

નવા સુધારક ભાઈઓને ખરા અંતઃકરણપૂર્વક અભિનંદન આપી ઉત્સાહ પ્રેરક તથા તન, મન, અને ધનથી સાથ આપવાની તીવ્ર ઉત્કંઠા દર્શાવતો પત્ર વહેવાર ચાલુ કર્યો. આમ પત્રોથી અને રૂબરૂ મુલાકાતોથી તેઓને વારંમવાર પ્રોત્સાહિત કરી સુધારા લાવવાનું જોશ વધાર્યું"

સ્વ. નારાયણજીભાઈએ વિરાણીથી તા. ૨૮-૧૨-૧૯૩૬ના રોજ ગુજરાતના ભાઈઓને લખેલ પત્રમાં પીરાણા પાખંડી પંથને વળગી રહેલા આપણા જ્ઞાતિ ભાઇઓને એક સંદેશો લખી મોકલાવેલ તે નીચે રજુ કરેલ છે :–

"વ્હાલા જ્ઞાતિબંધુઓ, તમે પીરાણાના કબ્રસ્તાની પંથને પાળવાથી અન્ય હિન્દુ જ્ઞાતિમાં કેટલા હલકા પડયા છો ? તેટલું જ નહિ પણ હડધૂત થયા છો ? ધોબીનો કુતરો નહિ વાટનો કે નહિ ઘાટનો એવી હાલત થઇ ગઇ છે. તે વિચારો, પીરાણાના કેટલાક પેટભરા સૈયદોની તમને પચ્ચીસ રૂપિયામાં અમરાપૂરીમાં લઇ જવાના સોદાઓ કરી રહ્યા છે, બાગે બહેસ્તની હુરીઓની લાલચો આપી રહ્યા છે તેનો તો કાંઇક વિચાર કરો ! સોના રૂપાની, મહેલાતોમાં સવા લાખ વરસ સુધી એક એક મુમનને રાજ કરવા મળશે તો પછી પોતે સૈયદો શા માટે તમારી પાસે ભીખ માગે છે !

એક બાજુ સમજુ સૈયદો તો જાહેર રીતે કહી રહ્યા છે કે પીરાણા સતપંથ મુસલમાની ધર્મ છે અને તેને માનનારા પણ મુમન મુસલમાનો જ છે. આવા સાચા અને સચોટ ખુલાસાથી પણ શું તમારી આંખો હજી નથી ઉઘડતી ? હલકી

હલકી કોમના હિન્દુઓ તમારો છાંટો સરખો પણ લેતા નથી. તેથી તમને શરમ આવતી નથી? એ જ ફૂટેલાં ભાગ્યની નિશાની છે.

અન્ય હિન્દુ જ્ઞાતિઓ તેમજ મુસલમાનો તમારી નિંદા કરે છે, અપમાનો કરે છે. તેનો પસ્તાવો તમને થતો નથી? અને ઉલટા છૂપી રીતે વટલાતા જાઓ છો? છતી આંખે આંધળા થઈ પોતાની મશ્કરી કરાવવાના કારણરૂપ ન બનો. કડવા પાટીદાર જેવી ઉચ્ચ જ્ઞાતિમાં જન્મ લઈને આમ છેક જ હલકી પાયરીએ બેસી જવાનું તમોને ન શોભે. તમે મારા જ્ઞાતિબંધુ હોવાથી તમને સાચી સલાહ આપવાને મારી ફરજ અદા કરતાં કહું છું કે જો તમો તમારા ખોટા દુરાગ્રહને નહિ જ છોડો તો તમારે હવે ચોખ્ખા મુસલમાન જ થવું પડશે કારણ કે ભાગ્યોદય સભાના સભાસદોનો નીતિ ભરેલા ચાલુ શબ્દપ્રહાર તમે વધુ વખત સહન નહિ કરી શકો. માટે ચેતો તો ચેતવાનો જ આ સમય છે. પાછળથી પસ્તાશો, અને લોહીના આંસુ વહેવડાવી ભુંડા હાલે રડશો.

હિન્દુ ધર્મની પ્રભુતા આર્યવેદોક્ત ધર્મની વડાઈ, પ્રીતિ અને ઇજ્જત તમારા હાથમાં છે તેને તદન મૂર્ખાઇથી બરબાદ ન કરો. છેવટે હું એટલું જ ઇચ્છું છું કે, પરમ કૃપાળુ પરમેશ્વર તમારી દયાજનક સ્થિતિ દયા કરે અને તમારા માથે પીરાણા સતપંથનું કાળું કલંક છે તેમાંથી તમને મુક્ત કરે."

ઉપર મુજબના સચોટ અને વીર વાકયો વાંચી ગુજરાતના ભાઈઓમાં અજબ પરિવર્તન થયું અને ઘણી જ જાગૃતિ અને ઉત્સાહ પેદા થયો. ભાગ્યોદય સભા વ્યવસ્થિત સુધારાનું કાર્ય ઝડપભેર આગળ વધારવા લાગી. સ્વ. નારાયણજીભાઈના પ્રોત્સાહનથી સંવત ૧૯૯૩ વૈશાખ વદ ૧૧ ને શનિવારે ગામશ્રી મગનપુરામાં શ્રી લક્ષ્મીનારાયણ ભગવાનની પ્રતિષ્ઠા થઈ. ત્યારબાદ થોડા જ સમયમાં માધવ તથા વિષ્ણુંપુરામાં દેવમંદિરો થયાં, તેમાં શ્રી લક્ષ્મીનારાયણ ભગવાન-ની પ્રતિષ્ઠાઓ થઇ અને ઘણાં કુટુંબો પીરાણા સતપંથની પ્રપંચજાળમાંથી મુકત થવા કટિબધ્ધ થયાં.

સં. ૧૯૯૫ ના મહા વદ ૭ ને શુક્રવારે હડમતિયા ગામે શ્રી લક્ષ્મીનારાયણ ભગવાનની પ્રાણપ્રતિષ્ઠા, સારા વિદ્વાન બ્રાહ્મણોના હાથે કચ્છ વાંઢાય નિવાસી પૂજ્ય મહાત્મા શ્રી મહારાજ ઓધવદાસજીની હાજરીમાં જ્ઞાતિના ઘણા ભાઇઓ તથા બહેનો અને અન્ય હિન્દુ સમાજના ગૃહસ્થોની સમક્ષ કરવામાં આવી.

આમ ગુજરાતમાં જ્ઞાતિમાં એકધારો પ્રચાર થઇ રહ્યો હતો અને ખૂબ ખંતથી કાર્યસિધ્ધ થઇ રહી હતી, ત્યારે જ્ઞાતિના કમનસીબે સગવડિયા સુધારકોમાંના એક ભાઇના વિરોધાભાસી પ્રચારથી આંટીઘુંટીઓ ઉપસ્થિત થઇ અને સુધારાના કાર્યમાં આ મુશ્કેલીએ જબ્બર ગાબડું પાડયું જે પુરવાની સ્વ. નારાયણજીભાઇની તનતોડ અને એકધારી મહેનત છતાં એ કાર્ય અધુરૂં જ રહ્યું.

## માંદગીને બિછાને :

કડવા પાટીદારોના કમનશીબે સં. ૧૯૯૪ પછી પાટીદાર કૂળદિપક સ્વ. શ્રી નારાયણજીભાઈની તબીયત બગડી. જીવનનાં છેલ્લાં ત્રણ વર્ષ તેઓને લકવાના રોગ (પેરેલીસીસ) ની તકલીફ રહી. ઉત્તરોત્તર તેમની તબીયત વધારેને વધારે બગડતી ચાલી. છેવટે સં. ૧૯૯૭ ના ભાદરવા વદ ૭ ને દિવસે કૂળદિપકને માંદાઈનો હુમલો ફરીથી થયો. ભાદરવા વદ ૯ ના રાત્રે તેઓની તબીયત ચિંતાજનક લાગતાં, માણસ મોકલી ઉગેડીથી ડૉ. ગંગદાસભાઈને તેઓની સારવાર માટે બોલાવવામાં આવ્યા. એ રોગ માટે છેલ્લામાં છેલ્લા તમામ ડોકટરી ઉપાયો ડૉ. ગંગદાસભાઈએ અજમાવ્યા, કારણ કે તેઓ આદ્યસુધારક, ધર્મવીર અને આજીવન સમાજ સેવકના જીવનની કિંમત સારી રીતે જાણતા હતા. પરંતુ માંદગીની ગંભીરતા સમજતા ડોકટરે ચાલતા ઉપચારો ચાલુ રાખી સેવા કરવાની સલાહ આપી.

## ચીર વિદાય :

ખૂબ ચાકરી અને ઉપચારો કરવા છતાં પણ સં. ૧૯૯૭ આસો વદ ૧૪ ને સોમવારના રાત્રે ૧૦॥ [સાડા દશ] વાગ્યે એ મહાન આત્મા સ્થૂલ દેહ ત્યાગી પ્રભુમય બન્યો.

આ દુનિયાનો ત્યાગ કરી જનાર એ અમર આત્મા આપણા સૌનાં અંતરાત્મામાં રમી રહ્યો છે અને પ્રેરણા આપી

રહ્યો છે, તે તેઓએ આદરેલ કાર્યની સફળતાનો પૂરાવો છે. આજે પણ તેમની ગેરહાજરીમાં જ્ઞાતિના હિતચીંતકોના મનમાં તેઓએ આદરેલા કાર્યને ગતિમાન રાખવાની અંતરમાં તમન્ના છે, એમણે આદરેલા ભગીરથ કાર્યને પરિપૂર્ણ કરવાની ધગશ છે, એજ એમના જીવન અને કાર્યની ફલશ્રુતિ છે.





હે મા !
પાર્વતી માતા,
કુળદેવી ઉમિયા માતા,
શક્તિના રૂપે
આત્મબળ આપો,
લક્ષ્મીના રૂપે
સુખ, શાંતિ અને-
સમૃદ્ધિ આપો,
સરસ્વતીના રૂપે
સદ્‌બુદ્ધિ, સદ્‌વિચારો-
અને
સદ્‌આચરણ આપો,
અને
માતાના રૂપે
આશીર્વાદ આપો.
હે મા ! અમારી-
ભૂલચૂક થઈ હોય તો ક્ષમા કરો,
અમે તો તારાં બાળકો છીએ.

મુદ્રક : પ્રભાત પ્રિન્ટીંગ પ્રેસ, ન્યુ સ્ટેશન રોડ, ભુજ — કચ્છ.